# भारतार्थप्रकाश.

THE BHARATARTHA PRAKASH.

## आश्रमवासिक, मौसल, महाप्रस्थानिक अने स्वर्गारोहण पर्व.

પર્વ ૧૫—૧૬—૧૭—૧૮ મું.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલિસીટરની
સહાયતાથી
પ્રસિદ્ધ કર્ત્તા
ભટ્ટ. મણિશંકર મહાનંદ.



अमदावाद.
"अंग्लो वर्नाक्यलर प्रिन्टिग प्रेस" मां
नथुभाइ रतनचंद मारफतीयाए मुद्रांकित कर्यु.
संवत १९४८ सन १८९२.



मूल्य रु. १

४९९३

# भारतार्थप्रकाश.

## ॥ अथ आश्रमवासिक पर्व. ॥

नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमम् ।
देवींसरस्वतींचैवततोजयमुदीरयेत् ॥१॥

નારાયણને, નરોમાં ઉત્તમ એવા નરને તથા દેવી સરસ્વતીને નમિ જયરૂપ ગ્રંથને કહેવો. જનમેજયે પૂછ્યું–રાજ્યને પામી મારા પિતામહ મહાત્મા એવા પાંડવો મહાત્મા મહારાજા ધૃતરાષ્ટ્ર વિષે કેવી રીતે વર્ત્તતા હતા? તેમ જેના અમાત્યો નાશ પામેલા છે, જેના પુત્રો નાશ પામ્યા છે અને જેનો આશ્રય જતો રહ્યો છે એવા તે રાજા તથા યશસ્વિની એવાં ગાંધારી ઐશ્વર્ય (સામર્થ્ય) હણાવાથી કેમ વર્ત્તતાં હતાં? વળી તે મારા પૂર્વના પિતામહ મહાત્મા પાંડવો કેટલો કાળ રાજ્યમાં રહ્યા તે તમે મને કહેવા યોગ્ય છો. વૈશંપાયને કહ્યું–જેના શત્રુઓ નાશ પામેલા છે એવા મહાત્મા પાંડવો રાજ્યને પામી ધૃતરાષ્ટ્રને આગળ કરી પૃથ્વીને પાળતા હતા. હે કુરૂઓમાં શ્રેષ્ઠ, વિદુર, સંજય અને વૈશ્યાનો પુત્ર ધારણા યુક્ત બુદ્ધિવાળો યુયુત્સુ ધૃતરાષ્ટ્રને સેવતો હતો, તેમજ પાંડવો તે રાજાને સઘળાં કાર્યો કરવા પૂછતા હતા. આ રીતે તેણે આજ્ઞા આપેલા પાંડવોએ પંદર વર્ષ સુધી કાર્યો કર્યાં. હમેશાં તે શૂરાઓ ધર્મરાજના મતમાં રહી તે રાજા પાસે જઈ ચરણોમાં વંદન કરી સેવા કરતા હતા, અને મસ્તક ઉપર સુંઘેલા તેઓ સર્વ કામ કરતા હતા. કુંતિભોજનાં પુત્રી (કુંતી) પણ ગાંધારીને અનુસરતાં હતાં, અને તે બે સાસુ સસરા તરફ દ્રૌપદી, સુભદ્રા અને જે બીજી પાંડવોની સ્ત્રીઓ હતી તે વિધિ પ્રમાણે સમાન વૃત્તિથી વર્ત્તતી હતી. હે મહારાજ, યુધિષ્ઠિર મ્હોટાં મૂલ્યવાળાં શયનો, વસ્ત્રો, આભૂષણો અને રાજાને યોગ્ય એવાં ભક્ષણ કરવાનાં તથા જમવાનાં વાનાંઓ, અનેકવાર ધૃતરાષ્ટ્રની પાસે ભેટ કરતા હતા, તેમજ કુંતી ગાંધારી તરફ ઉત્તમ અથવા માન્ય વૃત્તિથી વર્ત્તતાં હતાં. હે કૌરવ, વિદુર, સંજય, અને યુયુત્સુ આ જેના પુત્રોને હણેલા છે એવા તે વૃદ્ધ જનોના અધિપ (રાજા)ને સેવતા હતા, તે વખતે દ્રોણનો પ્રિય સાળો મહાત્મા જે બ્રાહ્મણ હતો તે મહા ધનુર્ધારી કૃપાચાર્ય

તેની પાસે વર્ત્તતા હતા. વળી ભગવાન્ (સમર્થ) એવા વ્યાસ રાજાની સાથે જુના ઋષિ, દેવર્ષિ, પિતૃ અને રાક્ષસોની કથા કરતા નિત્ય રહેતા હતા. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી વિદુર જે ધર્મયુક્ત અને વ્યવહારવાળાં કાર્યો હોય તે કરાવતા હતા તથા વિદુરની સારી નીતિથી અતિ ઓછાં દ્રવ્યોવડે સાંમંતોથી એ (ધૃતરાષ્ટ્ર)ને પ્રિય એવાં અતિ ઘણાં પણ પ્રિય કાર્યો પ્રાપ્ત થતાં હતાં. વળી તે બાંધવા છોડવાને તથા વધ કરવા લાયક નરોનો મોક્ષ (છૂટકો) કરતા હતા પણ ક્યારેય ધર્મ પુત્ર રાજા યુધિષ્ઠિર કશુંએ બોલતા ન હતા. ફરી વિહાર કરવાની યાત્રાઓમાં મહા તેજસ્વી કુરૂરાજ યુધિષ્ઠિર સર્વ કામ અંબિકાના પુત્ર (ધૃતરાષ્ટ્ર)ની આગળ અર્પણ કરતા હતા. પ્રથમની પેઠેજ શાક વગેરેને સમારી કરનારા, અથાંણાં કરનારા અથવા રસોઇયા અને રાગ[1] ખાંડવના કરનારાઓ ધૃતરાષ્ટ્ર રાજાની પાસે રહેતા હતા. પાંડવો ન્યાય પ્રમાણે ધૃતરાષ્ટ્રની પાસે મ્હોટાં મૂલ્યવાળાં વસ્ત્રો ને વિવિધ માળાઓ ભેટ કરતા હતા. પ્રથમની પેઠેજ તેને મૈરેય (મદિરા), મત્સ્ય માંસો, મધુર એવા પીવાના પદાર્થો તથા વિચિત્ર ભક્ષણ કરવાના પદાર્થો કરી આપતા હતા. તે તે ઠેકાણેથી જે પૃથ્વીપાલો (રાજાઓ) આવતા હતા તેઓ સર્વ પ્રથમની પેઠે કૌરવોના પતિ (ધૃતરાષ્ટ્ર)ની સેવા કરતા હતા. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, કુંતી, દ્રૌપદી, યશવાળાં સાત્વતી ( સાત્વતમાં થયેલાં સુભદ્રા ), નાગની કન્યા ઉલૂપી, દેવી ( પટ્ટરાણી ) ચિત્રાંગદા, ધૃષ્ટકેતુની બેન, જરાસંધની પુત્રી, એ અને બીજી ઘણી સ્ત્રીઓ તથા નોકરો, સર્વ સ્ત્રીઓ સુબલની પુત્રી (ગાંધારી)ને સેવતી હતી. હંમેશજ યુધિષ્ઠિર તે ભાઇયોને એવી શિખામણ આપતા હતા કે જે રીતે પુત્રના વિયોગવાળા આ કશું પણ દુઃખ ન પામે તે રીતે વર્તવું. આ પ્રમાણે ધર્મરાજનું અર્થવાળું વચન સાંભળી તેઓ એક ભીમસેન વગર અધિકતા સહિત થાય તે રીતે વર્તતા હતા, પણ ધૃતરાષ્ટ્રની દુષ્ટ બુદ્ધિએ જુગટાથી કરાવેલું જે થયું હતું તે તે શૂર ( ભીમ )ના હૃદયથી દૂર જતું ન હતું ( ખસતું ન હતું)

નહિતત્તસ્યશૂરસ્યહૃદયાદપસર્પતિ ।
ધૃતરાષ્ટ્રસ્યદુર્બુદ્ધ્યાયદ્વૃત્તંદ્યૂતકારિતં ॥૨૭॥
ઇતિ શ્રીમહાભારતે આશ્રમવાસિકેપર્વણિ આ૦ પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

[1] પીપર અને સુંઠયુક્ત મગનું ઓસામણ તે ખાંડવ અને તે સાકરની સાથે મેળવવાથી થાય એ રાગ કહેવાય.

**वैशम्पायनउवाच** ॥ एवंसम्पूजितोराजापाण्डवैरम्बिकासुतः ।
विजहारयथापूर्वमृषिभिःपर्युपासितः ॥१॥

વૈશંપાયને કહ્યું— આ પ્રમાણે પ્રથમની પેઠે પાંડવોએ સત્કાર કરેલા અને ઋષિઓએ સેવેલા રાજા અંબિકાના પુત્ર (ધૃતરાષ્ટ્ર) વિહાર કરતા હતા (પગે ચાલી ફરતા હતા). તે કુરૂકુળને ધારણ કરનાર બ્રાહ્મણને દેવા યોગ્ય અગ્રહાર (પ્રથમ દેવાના પદાર્થો) આપતા હતા અને કુંતીપુત્ર રાજા (યુધિષ્ઠિર) તે સર્વ કબૂલ કરતા હતા. વળી તે વખતે ક્રૂરતારહિત પણામાં તત્પર, પ્રસન્ન થતા એવા પૃથ્વીને પાળનાર રાજા યુધિષ્ઠિર ભાઇયો તથા અમાત્યો (સાથે રહેનારા કારભારિયો)ને કહેતા હતા કે મેં અને તમોએ આ, નરાધિપ (રાજા) માનવા યોગ્ય છે, જે ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેનાર છે તે મારો સ્નેહી છે અને જે તેથી વિપરીત (અવળો) છે તે મારો શત્રુ તથા નિયમમાં રાખવા યોગ્ય થવાનો છે માટે પિતાના મરણવાળા દિવસોમાં, પુત્રોના શ્રાદ્ધ કર્મોમાં અને સર્વ સ્નેહિયોનાં શ્રાદ્ધ કર્મોમાં જેટલું એનું કરવા ધારેલું હોય તેટલું કરવું. આ રીતે તેના કહેવાથી તે મ્હોટાં મનવાળા કૌરવોના રાજા ધૃતરાષ્ટ્ર યથાયોગ્ય બ્રાહ્મણોને અનેકવાર ધન આપતા હતા અને તેનું પ્રિય કરવાની ઇચ્છાથી ધર્મરાજ, ભીમસેન, અર્જુન અને જોડલાં એવા નકુલ સહદેવ તે સઘળાંને અનુસરિ વર્તતા હતા. વળી ધૃતરાષ્ટ્ર કેમ વર્તવાથી આપણે કરેલા શોકને પામેલા, ન મરણ પામે એમ વિચારતા હતા. અને પુત્રના જીવતાં કુરૂવીર ધૃતરાષ્ટ્રને જેટલું સુખ હતું તેટલું સુખ તથા ભોગવવાની પદાર્થોને પામે એમ વ્યવસ્થા કરતા હતા અને પછીથી તેવાં સદાચરણવાળા ભેગા તે પાંચ ભાઇયો પાંડવો ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેતા હતા, તેમ ધૃતરાષ્ટ્ર વિનયવાળા, નિયમમાં રહેલા, શિષ્યના સરખી વૃત્તિને પામેલા, તે સર્વને ગુરૂની પેઠે જાણતા હતા. તે ગાંધારી પણ જૂદાં જૂદાં શ્રાદ્ધ કર્મોથી બ્રાહ્મણોની કામનાઓને સિદ્ધ કરી પુત્રોના ઋણ રહિતપણાને પામ્યાં. આ રીતે ભાઇયો સહિત બુદ્ધિમાન્ ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ધર્મરાજ યુધિષ્ઠિર તે રાજા (ધૃતરાષ્ટ્ર)ને માનતા હતા. વૈશંપાયને કહ્યું—જ્યારે મહાત્મા પાંડવો સારી વૃત્તિમાં વર્તતા હતા ત્યારે તે અતિ મ્હોટાં તેજવાળા કુરૂકુળને ધારણ કરનારા વૃદ્ધરાજા કશું પણ પાંડુના પુત્ર વિષે અપ્રિય દેખતા ન હતા પણ અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર પ્રીતિમાન્ થતા હતા અને સુબળનાં પુત્રી ગાંધારી તે પુત્રોના શોકને તજી સદાકાલજ પોતાના પુત્રો વિષે પ્રીતિવાળાં થાય તે રીતે પ્રસન્ન

થતાં હતાં. કુરૂકુળને ધારણ કરનાર કૌરવ, પરાક્રમી યુધિષ્ઠિર પણ વિચિત્ર વીર્યના પુત્ર, રાજા ધૃતરાષ્ટ્ર વિષે પ્રિયજ આચરતા હતા પણ અપ્રિય આચરણો કરતા નહતા. હે મહારાજ, તે જનોના અધિપતિ ધૃતરાષ્ટ્ર અને તપસ્વિની ગાંધારી જે જે કશું મ્હોટું અથવા ન્હાનું કાર્ય કહેતાં હતાં તે તે કહેલાંનો સત્કાર કરી શત્રુના શૂરોને હણનાર પાંડવોના ધુરંધર તે રાજા કરતા હતા અને તે તેનાં આચરણથી તે રાજા ધૃતરાષ્ટ્ર પ્રસન્ન થતા મંદ ચિત્તવાળા તે પુત્રને સંભારી પશ્ચાત્તાપ કરતા હતા. સદા પ્રાતઃકાળમાં ઉઠી જપ કરી પવિત્ર એવા તે રાજા યુદ્ધોમાં પાંડવોનો પરાજય નહિ થાય એવું ઇચ્છતા હતા. બ્રાહ્મણોને સ્વસ્તિ (કલ્યાણ) વંચાવી અગ્નિને હોમિ નરોના અધિપતિ ધૃતરાષ્ટ્ર પાંડુના પુત્રોનાં આયુષ્યને ચાહાતા હતા. સદા નરોના અધિપતિ એવા કુરૂકુળને ધારણ કરનાર તે પાંડવોથી જે પ્રીતિને પામતા હતા તે ઉત્તમ પ્રીતિને પુત્રોથી પામ્યા ન હતા. તે સમયે તે રાજા જે રીતે બ્રાહ્મણોને પ્રિય થયા હતા, જે પ્રકારના ક્ષત્રિયોને પ્રિય થયા હતા તે રીતે વૈશ્ય અને શૂદ્રોના સમૂહોને પ્રિય થયા હતા. પૂર્વે ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે કંઈ પાપ કરેલું હતું તે પાપને હૃદયમાં ધારણ કરયાવિના તે ( લોક ) તે રાજાને અનુસરતો હતો અને જે કોઈ પણ નર અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્રની પાસે કશું પણ અપ્રિય કરતો તે બુદ્ધિમાન્ કુંતીપુત્રના દ્વેષ યોગ્યપણાને પામતો અને યુધિષ્ઠિરના ભયથી કોઈ પણ નર રાજા ધૃતરાષ્ટ્રનું દુષ્કર્મ બોલી નહિ શકતો, તેમ દુર્યોધનનું દુષ્ટ કૃત્ય કહી શકતો નહિ. તે નરોમાં ઇંદ્ર ( રાજા ) ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર જેનો કોઈ શત્રુ નથી થયેલો એવા યુધિષ્ઠિરની ધીરજથી અને પવિત્રતાથી પ્રસન્ન થયા, પણ હે શત્રુને હણનાર, ભીમથી પ્રસન્ન થયા નહિ. નિશ્ચયવાળો ભીમ પણ રાજા ધર્મ પુત્રને અનુસરતો અને ધૃતરાષ્ટ્રને જોઈ સદા દુષ્ટ મનવાળો ( ઉદાસ ) થતો. રાજા ધર્મપુત્રને અનુસરતા જોઈ શત્રુને હણનાર કૌરવ ભીમ હૃદયથી પારાઙ્મુખ (અવળો) થઈ અનુસરતો હતો.

राजानमनुवर्त्तन्तंधर्मपुत्रममित्रहा ।
अन्ववर्त्ततकौरव्योहृदयेनपराङ्मुखः ॥२०॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० द्वितीयोऽध्यायः॥२॥



वैशम्पायनउवाच ॥ युधिष्ठिरस्यनृपतेर्दुर्योधनपितुस्तदा ।
नान्तरंददृशूराज्येपुरुषाःप्रणयंप्रति ॥१॥

વૈશંપાયને કહ્યું—તે વખતે રાજ્યમાં પુરૂષો નૃપતિ ( રાજા ) યુધિષ્ઠિર અને દુર્યોધનના પિતા ધૃતરાષ્ટ્રના સ્નેહ પ્રત્યે ભેદ જોતા ન હતા. હે રાજન્, જ્યારે કૌરવરાજા ધૃતરાષ્ટ્ર દુષ્ટ મતિવાળા પુત્રને સંભારતા ત્યારે તે પૃથ્વીપતિ ( રાજા ) હૃદયથી ભીમનું ખરાબ ( ભૂડું ) વિચારતા હતા. તેમજ હે રાજાઓના ઈંદ્ર, ભીમસેન પણ દુષ્ટની પેઠે હૃદયથી જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રને સહન કરિ શકતો ન હતો. ભીમ એનાં છાનાં અપ્રિય કરતો અને સદા કરેલા ( રાખેલા ) પુરૂષોવડે આજ્ઞા ગ્રહણ કરતો હતો. વળી તેના દુષ્ટ વિચારને તથા એનાં કોઈ પણ આચરણોને સંભારતો એવો ભીમ સ્નેહિયોના મધ્યમાં બાહુનો શબ્દ કરતો હતો. વળી ધૃતરાષ્ટ્ર અને ગાંધારીના સાંભળતાં પણ સહન નહિ કરનાર અતિ ક્રોધિ એવો તે ભીમ શત્રુ દુર્યોધનને તથા કર્ણ અને દુઃશાસનને યાદ કરી કઠિન એવું આ વચન કહેતો કે મેં ભોગળના સરખા ભુજથી અંધ રાજાનાં જૂદાં જૂદાં શસ્ત્ર અને અસ્ત્રોથી લડનારા સર્વ પુત્રોને પરલોકમાં પોહોંચાડ્યા, આ શત્રુએ દુઃખે પમાય એવા ભોગળના જેવા તે મારા ભુજ છે કે જે એના મધ્યને પામી ધૃતરાષ્ટ્રના પુત્રો ક્ષય પામ્યા. તે આ ચંદનથી યુક્ત અને ચંદન કરવા યોગ્ય મારા બે ભુજ છે કે જેઓએ દુર્યોધનને પુત્રો તથા બાંધવો સહિત ક્ષય પમાડ્યો. આ રીતે ભીમની એ વાણી અને જે બીજી શલ્યરૂપ થયેલ હતી તે સાંભળી નરોના અધિપતિ (રાજા) ધૃતરાષ્ટ્ર વૈરાગ્ય પામ્યા અને બુદ્ધિવાળાં કાળના ક્રમને જાણનારાં, સર્વ ધર્મોને સમજનારાં તે દેવી ગાંધારીએ પણ તે અપ્રિય સાંભળ્યાં. જ્યારે પંદરમું વર્ષ ગયું ત્યારે ભીમની વાણીરૂપ બાણે પીડેલા રાજા ધૃતરાષ્ટ્ર વૈરાગ્ય પામ્યા તે કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરને જાણવામાં આવ્યું નહિ, તેમ ધોળા ઘોડાવાળા અર્જુને અથવા કુંતીએ કે યશવાળાં દ્રૌપદીએ જાણ્યું નહિ. ધર્મને જાણનારા માદ્રીના પુત્રો નકુલ સહદેવ પણ તેનાં ચિત્તને અનુસરતા હતી. રાજાના ચિત્તને સાચવતાં કશું પણ અપ્રિય કહેતા નહિ. તેથી ધૃતરાષ્ટ્ર સર્વને સ્નેહિજન માનતા હતા પણ હવે અતિ આંસુઓથી ભરેલાં ખૂબ આ વાક્ય તેઓ પ્રત્યે બોલ્યા. ધૃતરાષ્ટ્રે કહ્યું—જે રીતે કૌરવોનો ક્ષય થયો એ તમારૂં જાણેલું છે, તે સઘળું મારા અપરાધથી

કૌરવોએ માન્યું (જાણ્યું). જે હું મૂર્ખ, જ્ઞાતિઓના ભયને વધારનારા દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનને કૌરવોના અધિપતિપણા ઉપર અભિષેક કરનાર થયો. મેં શ્રીકૃષ્ણનું 'આ દુર્યોધન દુષ્ટ બુદ્ધિવાળો અને પાપી છે એથી એને અમાત્યો સહિત સારી રીતે વધ પમાડો એવું અર્થવાળું' જે વાક્ય સાંભળ્યું નહિ અને વિદુરે, પછી ભીષ્મે, દ્રોણે, કૃપે તથા ડગલે ડગલે મહાત્મા ભગવાન્ એવા વ્યાસે, સંજયે તથા ગાંધારીએ અને પંડિતોએ હિત કહેલો હું પુત્રના સ્નેહથી પરાભવ પામેલો જે સાંભળતો નહિ તે આ મને દુ:ખ દેછે. મહાત્મા પાંડવો ગુણવાન્ છતાં બાપ દાદાની આ પ્રકાશવાળી લક્ષ્મી મેં સર્વ રાજાઓના વિનાશને જાણનારા ગદના મ્હોટા ભાઈ એવા જનોએ પ્રાર્થના કરેલા કૃષ્ણ, આ ઉત્તમ કલ્યાણરૂપ માનતા હતા તોય મેં તેઓને આપી નહિ. તે હું ત્યારે થયેલાં, હૃદયમાં બાણરૂપ બનેલાં, આ હજારો અપ્રિયોને ધારણ કરૂંછું અને વિશેષપણાથી તો હાલ પંદરમે વર્ષેજ જોઉં છું માટે આ પાપની શુદ્ધિ સારૂ (દૂર કરવા) અતિ દુષ્ટ બુદ્ધિવાળો હું હવે નિશ્ચયવાન્ થયો છું અને કોઈ વખતે નિયમથી ચોથે કાળે (ટંકે) અને ક્યારેક આઠમે કાળે પણ તૃષ્ણાને મટાડનારૂં જમું છું

તે મારૂ ગાંધારી જાણે છે. બીજું સઘળું કુટુંબ પાંડવ યુધિષ્ઠિર અતિ દુ:ખ પામશે એમ યુધિષ્ઠિરની બીકથી મારી પાસે આવે છે અને સદા આ આહાર (ભોજન) કરે છે એમ મને જાણે છે. હું જપવા યોગ્ય મંત્રમાં તત્પર થઈ ચર્મથી વિંટાઈ ભૂમિ ઉપર દર્ભોમાં શયન કરૂં છું અને યશવાળાં ગાંધારી પણ નિયમના મિષથી તેમાં સુવે છે. જે બેઉના યુદ્ધમાં પલાયન નહિ કરનારા સો પુત્રો હણાયા તેઓ ક્ષત્રિયના ધર્મને જાણતા, માટે હું તે પશ્ચાત્તાપ કરતો નથી; આ પ્રમાણે બોલી કૌરવ ધૃતરાષ્ટ્ર ધર્મરાજાને કહેવા લાગ્યા. હે યાદવની પુત્રી જેની માતા છે એવા પુત્ર, મારૂં આ વચન સમજો. હું અહિ સુખથી રહ્યો છું અને તમે મને સારી રીતે પાળ્યો, મેં મહા દાનો આપ્યાં અને વારંવાર શ્રાદ્ધો કર્યાં. હે પુત્ર, મેં બળ પ્રમાણે ઉત્તમ પુણ્ય આચર્યું, હવે આ નાશ પામેલા પુત્રોવાળાં ગાંધારી ધૈર્યથી મને જોઇ શકે છે. હે કુરૂપુત્ર, જેઓ દ્રૌપદીનું ભૂંડું કરનારા, તમારાં સામર્થ્ય (રાજ્ય)ને હરનારા ક્રૂર હતા તેઓ ગયા અને યુદ્ધમાં પોતાના ધર્મે કરી નાશ પામ્યા માટે તેઓ વિષે હું વેરનો બદલો વાળવાનું જોતો નથી. તેઓ સર્વ મોખરામાં હણાયાથી શસ્ત્ર ધારિયોના ઉત્તમ લોકોમાં ગયા છે, હવે આજ હું પોતાનું હિતકારિ પુણ્ય અને ગાંધારીનું હિત કરવા યોગ્ય માનું છું તે હે

રાજેંદ્ર, તમે આજ્ઞા આપવા યોગ્ય છો. તમે શસ્ત્ર ધારિયોમાં શ્રેષ્ઠ, સદા ધર્મ પ્રિય, રાજા અને પ્રાણિયોના ગુરૂ છો માટે આ કહું છું તથા હે વીર, તમે આજ્ઞા આપેલો હું વનોનો આશ્રય કરિશ અને હે રાજન્, ગાંધારી સહિત ચીર ને વલ્કલ વસ્ત્રને ધારણ કરનાર હું તમારા આશીર્વાદોને દેતો વનમાં ફરનાર થઈશ. હે ભરત શ્રેષ્ઠ, હે નૃપ, હે તાત, આપણા સર્વના કુળમાં પુત્રો વિષે ઐશ્વર્ય (રાજ્ય) રાખી વયના અંત ભાગમાં વન જવું યોગ્ય છે માટે હે શૂર, ત્યાં હું વાયુને ભક્ષ કરનાર અથવા નિરાહાર પણ વસતો એવો આ સ્ત્રી સહિત ઉત્તમ તપ આચરિશ. હે તાત, તમે પણ પૃથ્વીના પતિ (રાજા) છો તેથી ફળને સેવનાર થશો; કારણ કે રાજાઓ કલ્યાણ અથવા એથી બીજાં એવાં પાપનાં ફળને સેવનારા થાય છે. યુધિષ્ઠિરે કહ્યું--હે નૃપ, તમે આમ દુ:ખિત છો ત્યારે રાજ્ય મને પ્રસન્ન કરતું નથી. અતિ દુષ્ટ બુદ્ધિવાળો રાજ્યમાં આસક્ત અને ગાફલ એવો હું છું તેને ધિક્કાર થજો કે જે હું દુ:ખથી પીડા પામેલા, અતિ ઉપવાસથી કૃશ થયેલા, આહારને જીતનારા અને પૃથ્વી ઉપર સુનારા તમોને ભાઇયો સાથે જાણતો નથી. અહો! ગૂઢ (છાની) બુદ્ધિવાળા, તમોએ મૂઢ એવો હું છું તેને છેતરયો કે પ્રથમ મને વિશ્વાસ પમાડી જે આ પાછળથી દુ:ખ ભોગવોછો. હે પૃથ્વીને પાળનાર, જે મારા તમે આ દુ:ખો પામો છો માટે મને રાજ્યથી શું છે? ભોગોથી શું છે? યજ્ઞોથી શું છે? અથવા સુખથી શું છે? હે જનોના ઇશ્વર, દુ:ખવાળા આપ છો તેના આ વચનથી રાજ્યને તથા પોતાને હું પીડા પામેલો જાણું છું. તમે પિતા, તમે માતા અને તમે અમારા ઉત્તમ ગુરૂ છો માટે તમારાથી અતિ હીન થયેલા અમે ક્યાં રહિ શકિએ? હે નૃપતિયોમાં શ્રેષ્ઠ મહારાજ, તમારો ઐારસ પુત્ર યુયુત્સુ રાજા થાય અથવા તમે જેને માનતા હો તે રાજા થાય, હું વનમાં જઈશ અને તમે રાજ્ય આજ્ઞામાં પાળો. અપયશવડે બળેલો હું છું તેને તમે ફરીને બાળવા યોગ્ય નથી. હું રાજા નથી તમે રાજાછો અને હું તમારો પરાધિનછું માટે ધર્મને જાણનારા ગુરૂ એવા તમોને કેવી રીતે આજ્ઞા આપવા અહિં હોંશ પામું? હે પાપથી રહિત, દુર્યોધન તાજે અમારાં હૃદયમાં કશો પણ ક્રોધ નથી; કેમકે તે તેમજ થનાર હશે તેથી અમે અને બીજાઓ પણ મોહિત (મોહવાળા) થયા હતા. અમે જેમ તમારા દુર્યોધન વગેરે હતા તેમ પુત્રજ છીએ અને ગાંધારી તથા કુંતી એ બે મારાં નિર્વિશેષ (સરખાં) માનેલાં છે. હે રાજાઓના ઇંદ્ર, તે તમે જો મને તજી જશો તો હું સત્યતાથી આત્માને સમ દઉંછું કે ત-

મારી પાછળ આવીશ. આ ધનથી ભરેલી, સમુદ્રરૂપ મેખળાવાળી પૃથ્વી તમારા હીન થવાથી મને પ્રીતિ કરનારી નહિ થાય. હે રાજેંદ્ર, આ સઘળું તમારૂં છે, તમને મસ્તકવડે પ્રાર્થના કરૂંછું કે અમે તમને આધીન છીએ માટે તમારા મનની પીડા નાશ પામો. હે ધનને ધારણ કરનારી પૃથ્વીના અધિપતિ, તમે થનારાંને પામ્યા એમ હું માનુંછું. હવે હું સારી રીતે તમારી સેવા કરનાર થઇ મનની પીડાને મુક્ત કરિશ. ધૃતરાષ્ટ્રે કહ્યું—હે સમર્થ કુરૂપુત્ર હે તાત, મારૂં મન તાપસિપણામાં વર્ત્તે છે અને આપણા કુળમાં અરણ્યમાં જવું યોગ્ય છે. હે પુત્ર, હું ઘણો વખત રહ્યોછું અને તમે ઘણો વખત મારી સેવા કરીછે, હવે હે નરાધિપ, તમે મને વૃદ્ધને આજ્ઞા આપવા યોગ્ય છો. વૈશંપાયને કહ્યું—આ રીતે અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર કંપતા, અને બે હાથ જોડી રહેલા ધર્મ રાજાને કહી મહાત્મા સંજય તથા મહારથિ કૃપાચાર્યને વચન કહેવા લાગ્યા કે તમારાવડે અહિ પૃથ્વીના અધિપતિ (રાજા)ને મનાવવા (સમજાવવા) ઇચ્છું છું. મ્હોટાં વયે કરી મારૂં આ મન ગ્લાનિ પામે છે અને વાણીની મેહેનતથી મુખ શોષ પામે છે. આ પ્રમાણે કહી તે ધર્માત્મા કુરૂકુળને ધારણ કરનારા બુદ્ધિમાન્ વૃદ્ધ રાજાએ ઝટજ ગયેલા પ્રાણવાળા મનુષ્યની પેઠે ગાંધારીનો આશ્રય કરયો. તે બેઠેલા, કૌરવ ( ધૃતરાષ્ટ્ર )ને સંજ્ઞા ( ભાન ) રહિત થયેલાના જેવા જેઇ શત્રુના શૂરને હણનાર કુંતીપુત્ર રાજા તીવ્ર ( આકરી ) પીડા પામ્યા. યુધિષ્ઠિરે કહ્યું—જેનું બળ લાખ હસ્તિયોની બરોબર હતું તે આ રાજા ગયેલા પ્રાણવાળાની પેઠે નારીનો આશ્રય કરી સુવે છે. પૂર્વે જેણે બળવાન્પણાથી ભીમસેનની લોઢાની મૂર્ત્તિને ભૂકો કરી નાંખી હતી તે સુબલાની પુત્રી ( ગાંધારી ) સ્ત્રીનો આશ્રય પામી રહેલ છે જેને માટે તે રીતે થવાને યોગ્ય નહિ એવા આ, પૃથ્વીને પાળનાર ( રાજા ) સુવે છે માટે ધર્મને નહિ જાણવાથી મને ધિક્ થાઓ, મારી બુદ્ધિને ધિક્કાર થાઓ અને મ્હારા શાસ્ત્રને ધિક્કાર હોજો. આ રાજા અને યશસ્વિની ગાંધારી નહિ જમે તો હું પણ જે રીતે આ, મ્હારા ગુરૂ છે તે રીતે ઉપવાસ કરિશ. વૈશંપાયને કહ્યું—હે રાજન્, પછી ધર્મને જાણનારા પાંડવે જળથી શીતળ હાથવડે ધીરેથી એની છાતિ તથા મુખને શુદ્ધ કરયાં, તે રત્ન અને ઐાષધવાળા, પૂણ્યકારિ, સુગંધવાળા હાથના સ્પર્શથી તે રાજા સંજ્ઞા પામ્યા. ધૃતરાષ્ટ્રે કહ્યું—હે કમળની તુલ્ય નેત્રવાળા પાંડવ, બીજીવાર મને હાથવડે સ્પર્શ કરો અને મળો, હું તમારા અતિ સ્પર્શથી જીવતો હોઉં તેમ થાઉં છું. હે મનુષ્યોના અધ્યક્ષ,

હું તમારાં મસ્તકને સુંઘવા તથા બે હાથથી સ્પર્શ કરવા ઇચ્છું છું એ મને મ્હોટું પ્રિય છે, હે કુરૂઓમાં શ્રેષ્ઠ, જેથી મારા કરેલાં ભોજનને આજ આઠમો કાળ થયો છે તેથી હું ચેષ્ટા કરવા શક્ત નથી. અને હે તાત, તમારી પાસે યાચના ( માગણી ) કરવા આ અતિ મેહેનત કરી તેથી ગ્લાનિ પામેલા મનવાળો, નાશ પામેલ સંજ્ઞાવાળા નરના જેવો થયો. હે સમર્થ કુરૂકુળને ધારણ કરનાર, તમારા આ અમૃતના રસના સરખા હાથના સ્પર્શને પામી જીવતો થયો છું એમ માનું છું. વૈશંપાયને કહ્યું—હે ભારત, જ્યારે મ્હોટા પિતાએ આ પ્રમાણે કહ્યું ત્યારે કુંતીપુત્ર સ્નેહથી તેને સર્વ અંગોમાં ધીરેથી સ્પર્શ કરવા લાગ્યા તેથી પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર પ્રાણો ( ઇંદ્રિયો )ને પામી બે હાથથી પાંડવને મળી મસ્તક તરફ સુંઘવા લાગ્યા. વિદુર વગેરે સર્વ, દુઃખ પામેલા તેઓ અતિ રૂદન કરવા લાગ્યા અને અતિ દુઃખથી રાજા પાંડવ પ્રત્યે કશું પણ બોલ્યા નહિ, તેમ હે રાજન, મનવડે અતિ દુઃખોને ધારણ કરતાં ધર્મને જાણનારાં ગાંધારી દુઃખો ધારણ કરતાં હતાં તેથી 'એમ કરો માં' એમજ બોલ્યા. કુંતી સહિત અતિ દુઃખ પામેલી બીજી સર્વ સ્ત્રીઓ આવેલાં આંસુવાળાં નેત્રો સહિત વિંટીવળી ઉભી રહીઓ. એ પછી હે ભરત શ્રેષ્ઠ રાજન, યુધિષ્ઠિરની પાસે ધૃતરાષ્ટ્રે ફરી વાક્ય કહ્યું કે મને તપ કરવા સારૂ આજ્ઞા આપો. હે તાત, વારેવારે અતિ કહેવાથી મારૂં મન ગ્લાનિ પામે છે માટે હે પુત્ર, અહિઆંથી વધારે મને ક્લેશ આપવા યોગ્ય નથી. જ્યારે તે કૌરવોના પતિ તે રીતે તે પાંડવને કહેતા હતા ત્યારે સર્વ યોદ્ધાઓનો મ્હોટો પીડિત શબ્દ થયો. આ રીતે તેમ થવાને યોગ્ય નહિ એવા, ઉપવાસથી થાકેલી ત્વચા અને હાડકાંઓથી યુક્ત, કૃશ થયેલા અને નિસ્તેજ એવા રાજાને જોઈ ધર્મપુત્ર યુધિષ્ઠિર મહા સમર્થ પોતાના પિતા ધૃતરાષ્ટ્રને મળી શોકથી ઉપજેલાં આંસુ સહિત ફરીને વચન બોલ્યા—હે શત્રુને તપાવનાર, નરોમાં શ્રેષ્ઠ એવા રાજન, હું તમારાવિના જીવિતને તથા પૃથ્વીને ઇચ્છતો નથી તોપણ તમારૂં જે રીતે પ્રિય થાય તે રીતે કરવા ઇચ્છું છું. જો હું તમારો કૃપા કરવા યોગ્ય અથવા પ્રિય પણ હોઉં તો પ્રથમ આહાર (ભોજન) કરો, પછી હું બીજું જાણું. આ સાંભળ્યા પછી મહાતેજસ્વી ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરને કહેવા લાગ્યા—હે પુત્ર, તમે વન જવા આજ્ઞા આપો તો હું ભોજન કરૂં એમ ઇચ્છું છું. આ રીતે જ્યારે રાજાઓના ઇંદ્ર ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરને કહેતા હતા ત્યારે ઋષિ સત્યવતીના પુત્ર વ્યાસ આવિને વચન બોલ્યા.

इतिब्रुवतिराजेन्द्रेधृतराष्ट्रेयुधिष्ठिरम् ।
ऋषिःसत्यवतीपुत्रोव्यासोभ्येत्यवचोब्रवीत् ॥८७॥
इतिश्री महाभारते आश्रमवासिके पर्वाणि आ. धृ. तृतीयोऽध्यायः॥३॥

---

व्यासउवाच—युधिष्ठिरमहाबाहोयथाहकुरुनन्दनः ।
धृतराष्ट्रोमहातेजास्तत्कुरुष्वाविचारयन् ॥१॥

વ્યાસ બોલ્યા—હે મહાભુજ યુધિષ્ઠિર, મહા તેજસ્વી કુરૂપુત્ર ધૃતરાષ્ટ્ર જેમ કહે છે તે વિચાર કર્યા વગર કરો. મારી બુદ્ધિ આ પ્રમાણે છે કે આ રાજા વૃદ્ધ અને વિશેષે કરી જેનો પુત્ર મરણ પામેલો છે એવો છે તેથી આ દુઃખ અતિ ઘણો કાળ સહન કરિ શકશે નહિ. હે મહારાજ, મહા ભાગ્યવાળાં સમજૂ કરૂણરસને જાણનારાં ગાંધારી પણ પુત્રોના શોકને ઘણા ધૈર્યથી ધારણ કરે છે, હું પણ તમને એજ કહું છું માટે મારૂં વચન પાળો, રાજા આજ્ઞા પામો જેથી અહિ વૃથા એ મરણ પામે નહિ. રાજા ધૃતરાષ્ટ્ર જૂના રાજઋષિયોની ગતિને અનુસરો; કારણ સર્વ રાજઋષિયોનો અંતે (છેવટ) વન આશ્રય થાય છે. વૈશંપાયને કહ્યું—જ્યારે અદ્ભૂત કર્મવાળા વ્યાસે આ પ્રમાણે કહ્યું ત્યારે મહા તેજસ્વી તે ધર્મરાજ મહા મુનિ વ્યાસને કેહેવા લાગ્યા—હે ભગવન્, ભગવાન્ (સમર્થ) એવા તમેજ અમારા માનવા યોગ્ય છો, ભગવાન્ એવા આપજ અમારૂં ગુરૂ છો. અને ભગવાન્ એવા તમે આ રાજ્ય તથા કુળના ઉત્તમ આશ્રયરૂપ છો. ધર્મથી પુત્ર, પિતાની આજ્ઞામાં વર્ત્તનાર થાય છે માટે હું તમારો પુત્ર છું અને તમે મારા પિતા રાજા તથા ગુરૂ છો એમ જાણી આજ્ઞામાં વર્ત્તનાર છું. વૈશંપાયને કહ્યું—આ રીતે કહેલા, વેદને જાણનારાઓમાં ઉત્તમ, મહા તેજસ્વી, મહા કવિ એવા તે વ્યાસ ફરીને પણ તે યુધિષ્ઠિરને કેહેવા લાગ્યા—હે મહાભુજ ભારત, તમે જેમ કહો છો એ એમજ છે, આ રાજા વૃદ્ધપણાને પામ્યા છે અને ઉત્તમ પ્રમાણમાં (ઉપનિષન્મતમાં) રહેલા છે માટે મેં તથા તમે આજ્ઞા આપેલા તે આ, પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર પોતાના અભિપ્રાયને ભલે સિદ્ધ કરે, એમને વિઘ્ન કરનાર માં થાઓ. હે યુધિષ્ઠિર, વિધિ પૂર્વક યુદ્ધમાં અથવા વનમાં મૃત્યુ થાય એજ રાજઋષિઓનો ઉત્તમ ધર્મ છે. હે રાજેંદ્ર, તમારા પિતા પૃથ્વીપાલ પાંડુએ આ રાજાને શિષ્યના જેવી વર્ત્તણુકથી ગુરૂની પેઠે સેવ્યા હતા, એણે રત્નોના મ્હોટા ઢગલાઓથી શોભિત, દક્ષિણાવાળા, મ્હોટા યજ્ઞો-

થી યજન કરેલું છે, પૃથ્વીને ભોગવેલી છે અને પ્રજાઓને પાળેલી છે. જ્યારે તમે બીજા દેશમાં ગયા હતા ત્યારે પુત્ર પાસે રહેલું મ્હોટું રાજ્ય તેર વર્ષ ભોગવ્યું છે, વિવિધ ધન દિધેલું છે, તેમ હે નિષ્પાપ, નરોમાં શ્રેષ્ઠ, નોકરો સહિત તમે ઉત્તમ અથવા ગુરૂના જેવી સેવાથી એમની અને યશવાળાં ગાંધારીની આરાધના કરી છે માટે હે યુધિષ્ઠિર, હાલ એમનો તપ કરવા વખત છે તેથી પિતાને આજ્ઞા આપો, એમને અતિ સૂક્ષ્મ પણ ક્રોધ નથી. વૈશંપાયને કહ્યું–આ પ્રમાણે વચન કહી પૃથ્વીના પતિ રાજાને મનાવિ 'તેમ થાઓ' એ રીતે કુંતી પુત્ર યુધિષ્ઠિરે કહેલા વ્યાસ વનમાં ગયા. જ્યારે સમર્થ એવા વ્યાસ ગયા ત્યારે રાજા પાંડવ અતિ નમ્ર થઈ મંદ મંદની પેઠે વચન વૃદ્ધ પિતાને કેહેવા લાગ્યા–ભગવાન્ એવા વ્યાસે જે કહ્યું તે તમારૂં પણ મત હોય અને જે રીતે મહા ધનુર્ધારી કૃપ, વિદુર, યુયુત્સુ અને સંજય કહે તે હું સત્યતાથી કરીશ; કારણ કે સર્વ મારા માન્ય અને કુળના હિત ઈચ્છનારા છો પણ હે નૃપ, મસ્તકવડે નમેલો હું તમારી પાસે આ માગું છું કે પ્રથમ આહાર કરો અને પછી આશ્રમ પ્રત્યે જાઓ.

इदंतुयाचेनृपतेत्वामहंशिरसानतः ।
क्रियतांतावदाहारस्ततोगच्छाश्रमंप्रति ॥२२॥

इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ. व्या. चतुर्थोऽध्यायः॥४॥

---

वैशम्पायनउवाच–ततोराज्ञाभ्यनुज्ञातोधृतराष्ट्रःप्रतापवान् ।
ययौस्वभवनंराजागान्धार्यानुगतस्तदा ॥१॥

વૈશંપાયને કહ્યું–પછી રાજાએ આજ્ઞા આપેલા પ્રતાપવાન્ ગાંધારીએ અનુસરેલા રાજા ધૃતરાષ્ટ્ર તે સમયે પોતાને ઘેર ગયા. મંદ ઇંદ્રિયોની ગતિવાળા, બુદ્ધિમાન્, પગપાળા તે પૃથ્વીપાલ રાજા જેમ વૃદ્ધ હસ્તિયોનો પતિ હોય તેમ તે દુઃખેથી થાય તેમ ગતિ કરતા હતા. તેની પાછળ વિદુર, વિદ્વાન્ સૂત એવો સંજય અને તે મ્હોટાં ધનુષ્યને ધારણ કરનાર શરદ્વતીના પુત્ર કૃપાચાર્ય ગયા. હે રાજન્, તે ધૃતરાષ્ટ્ર ઘરમાં જઈ પૂર્વાહ્નની ક્રિયા કરી શ્રેષ્ઠ દ્વિજોને તૃપ્ત કરી તે વખતે આહાર કરવા લાગ્યા અને હે ભારત, વહુઓએ ઉપચારથી સત્કાર કરેલાં ધર્મને જાણનારાં, મનસ્વિની ગાંધારી કુંતીની સાથે ભોજન કરવા લાગ્યા. આહાર કરી તે સર્વ વિદુર વગેરે અને પાંડવો આહાર કરી રહેલા તે રાજા ધૃતરાષ્ટ્રની પાસે બેઠા. પછી હે

મહારાજ, સમીપમાં બેઠેલા કુંતીના પુત્ર યુધિષ્ઠિરને વાંસા ઉપર હાથથી સ્પર્શ કરતા અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર બોલ્યા—હે રાજાઓમાં શ્રેષ્ઠ કુરૂ પુત્ર, જેમાં ધર્મને આગળ કરેલો છે એવાં આઠ અંગોવાળાં રાજ્યમાં તમારે સર્વ પ્રકારે સાવધાનપણું ધારણ કરવું. હે પાંડવ, તે રાજ્ય ધર્મથી સાચવી શકાય એવું છે માટે હે કુંતીના પુત્ર વિદ્વાન્ છો તોય તે જાણો. હે યુધિષ્ઠિર, તમે સદા અવશ્ય વિદ્યા વૃદ્ધ જનોને સેવજો, તેઓ જે કહે તે સાંભળજો અને વિચાર નહિ કરતાં તે કરજો. હે રાજન્, પ્રાતઃકાળમાં ઉઠી તેઓને વિધિ પ્રમાણે પૂજી જ્યારે કાર્યનો વખત થાય ત્યારે પોતાનું કામ પૂછજો. હે તાત ભરતકુળના રાજન્, કાર્યના હિતની ઇચ્છાથી તમે સન્માન કરેલા તેઓ સર્વ પ્રકારે તમારૂં હિત કહેશે, તમે સર્વ ઇંદ્રિયોને ઘોડાની પેઠે સાચવજો, સાચવ્યાથી તેઓ રક્ષા કરેલાં દ્રવ્યની પેઠે હિતને માટેજ થશે. કપટને તજનારા, બાપદાદા સંબંધિ પવિત્ર ઇંદ્રિયોને વશ રાખનારા, કર્મથી અતિ પુણ્યરૂપ, જન્મથી પુણ્યકારિ એવા મંત્રિયોને નિરંતર બીજા પરીક્ષા કરેલા, બહુ પ્રકારના, પોતાના દેશમાં વસનારા, જાસૂસોએ નહિ જાણેલા તમે સર્વ કાર્યોમાં જોડજો અને સર્વ સ્થળોમાં મોકલજો. તમારૂં નગર દૃઢ ગઢરૂપ તોરણવાળું, મેઢી અને અગાશીયોથી ધાટું, છ સ્થાનકોવાળું અને સર્વ દિશાઓ તરફ મુખવાળું અતિ રક્ષણ કરેલું હોવું જોઇએ. તેના સર્વ દરવાજા સર્વ તરફથી અતિ વિભાગવાળા, પૂર્ણ, મ્હોટા અને યંત્રોથી રક્ષણ કરેલાં થવા જોઇએ. હે ભારત, તમારે કુળ ને શીલથી જાણેલા પુરૂષોએ કરી ધનની પૂર્ણ રક્ષા કરવી અને સર્વદા ભોજન વગેરેમાં પોતાનું રક્ષણ કરવું. ફરવાના અને જમવાના વખતોમાં, માળા, શય્યા તથા આસનના વિષયોમાં તમોએ આપ્ત (સત્યવક્તા), સદાચારિ, કુલીન અને વિદ્વાન્ વૃદ્ધ લોકોએ દેખરેખ રાખેલી સ્ત્રીઓ સારી રીતે સાચવેલી હોવી જોઇએ. હે યુધિષ્ઠિર, તમે વિદ્યામાં કુશળ, વિનયવાળા, કુલીન, ધર્મ ને અર્થમાં કુશળ, તથા સરલ એવા દ્વિજોને મંત્રિઓ કરજો, તેઓની સાથે છાનો વિચાર કરજો પણ અતિ ઘણાઓની સાથે વિચાર કરશો નહિ. અરણ્યમાં અથવા ભળી પણ ન હોય તે સ્થાનમાં, સારી રીતે રક્ષણ કરેલાં, સ્થલરૂપ એવાં વિચાર કરવાનાં ઘરમાં બેસી સર્વની સાથે અને કોઇ પણ મિષથી જૂદા કરેલાઓની સાથે પણ વિચાર કરજો. વાનરો, પક્ષિયો, જેઓ મનુષ્યોને અનુસરનારા છે તેઓ અને જે જડ તથા પાંગળા છે તેઓ સઘળા મંત્રના સ્થાનમાં તજવા લાયક છે. મારૂં એવું માનવું છે કે મંત્રના ભેદમાં જે દોષો થાય છે તે પૃથ્વીને પા-

ળનારા રાજાઓએ કોઈ પણ રીતે સમાધાન કરી (જાળવી) શકાતા નથી. હે શત્રુને દમનારા રાજન્, તમે વારંવાર મંત્રિયોનાં મંડળમાં મંત્ર ભેદના દોષો અને મંત્રના નહિ ભેદાવામાં ગુણો છે એમ કહેજો. હે કુરૂકુળને ધારણ કરનાર યુધિષ્ઠિર, નગરના અને દેશના લોકની પવિત્રતા તથા અપવિત્રતા જે રીતે જાણેલી થાય તે રીતે તમારે કરવું. હે રાજન્, નિત્ય તમારો વ્યવહાર આપ્ત (પીઢ, સત્યવક્તા) જનોએ સેવેલો હોવો જોઇએ અને હે રાજન્, નિત્ય સંતોષ પામેલા હિતકારી જાસૂસોએ કરેલો યોજવો. હે ભરતકુળમાં થયેલા યુધિષ્ઠિર, તમારા પુરૂષોએ દંડવા લાયક જનોનું પરિમાણ જાણી ન્યાય પ્રમાણે દંડ કરવો, વળી દેશ તથા કાળને અનુસરી મુખ્ય ઉગ્ર દંડ દેવા જેવાઓને, ચોરોને, પરસ્ત્રીનો સ્પર્શ કરનારાઓને, મિથ્યા બોલનારાઓને, પરસ્ત્રી સાથે મૈથુનના શબ્દ કરનારાઓને, લોભિયાઓને, હરણ કરનારાઓને, પ્રિય સાહસ કર્મવાળાઓને, સભા અને ફરવાનાં સ્થાનકોને ભેદનારાઓને તથા વર્ણોને દુષ્ટ કરનારાઓને, સુવર્ણ વગેરેથી દંડવા અથવા વધ કરવા લાયક હોય તો હણવા. જેઓ તમારાં ખર્ચનું કામ કરતા હોય તેને તમે પ્રાતઃકાળમાંજ જોશો. પછી અલંકાર અને એના પછી ભોજન આચરજો. તે પછી તમે સદા યોદ્ધાઓને હર્ષ પમાડતા જો જો અને દૂત તથા ફરનારા લોકોને જોવા સદા તમારો પ્રદોષનો વખત હોવો જોઇએ. સદા પાછલી રાતે તમારા કાર્યના અર્થોનો નિશ્ચય થવો જોઇએ. સદા તમારૂં ફરવું મધ્ય રાત્રિમાં અને મધ્યાન્હ કાળમાં થવું જોઇએ. હે ભરત શ્રેષ્ઠ, સર્વ કાળ કાર્યોને કરવા યોગ્ય છે, પણ હે બહુદાનવાળા, અલકાર ધારવા વખતે શણગારેલા રહેજો. હે તાત, સદા ચક્રની પેઠે કાર્યોનો ક્રમ દેખાય છે. હે મહારાજ, સદા ન્યાયથી જૂદા જૂદા ખજાનાને વધારવામાં યત્ન કરજો પણ વીપરીત (અવળા) યત્નને તજજો. હે નરોના અધિપતિ, જેઓ રાજાઓના ભેદને ઇચ્છતા હોય તે શત્રુઓને ચાર જાસૂસ પુરૂષોથી જાણી દૂરથી આપ્ત પુરૂષોવડે ઘાત કરાવજો. હે કુરૂકુળને ધારણ કરનાર, તમે કર્મ જોયા પછી નોકરોને ઇચ્છજો અને યોગ્યાયોગ્ય કરેલા નરોથી કર્મો કરાવજો. હે તાત, તમારી સેનાને ચલાવનાર દૃઢ વ્રતવાળો, શૂર, ક્લેશનો ખમનાર, હિતકારી અને ભક્ત પુરૂષ હોવો જોઇએ. હે પાંડવ, જેઓ વ્યવહારવાળા કારીગર વગેરે છે તે સર્વ દેશના જનોએ તમારાં કામ, ગાયની પેઠે અને ગર્દભની પેઠે કરવાં જોઇએ. હે યુધિષ્ઠિર, તમારે નિત્યજ પોતાનામાં પોતાનું છિદ્ર તથા શત્રુઓમાં શત્રુનું છિદ્ર જાણવું. હે જનોના અધિપતિ, તમારે દેશમાં થયેલા પોતાનાં કર્મોમાં પરાક્રમિ અને હિ-

તકારી પુરૂષોની ઉપર યોગ્ય યાત્રાઓથી કૃપા કરવી. તેમ વિદ્વાન્ એવા તમોએ અવશ્ય ગુણોને ઇચ્છનારાઓનો ગુણ કરવો, આથી તેઓ તમારે વિચાર નહિ કરવો પડે એવા તથા નિત્ય અચળ (ન ખસનારા પર્વતો) હોય એવા થશે.

गुणार्थिनांगुणःकार्योविदुषावैजनाधिप ।
अविचार्याश्चतेतेस्युरचलाइवनित्यशः ॥४३॥
इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ. धृ. पञ्चमोऽध्यायः॥५॥

---

धृतराष्ट्रउवाच–मण्डलानिचबुध्येथाःपरेषामात्मनस्तथा ।
उदासीनगणानांचमध्यस्थानांचभारत ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા—તમે પોતાનાં, શત્રુઓનાં, ઉદાસ રહેનારાઓના સમૂહોનાં, અને મધ્યસ્થ[1] લોકોનાં મંડલો ( શત્રુ મિત્ર વગેરે )ને જાણજો. હે શત્રુને કષ્ટ ઉપજાવનાર, તમારે ચાર[2] એવા શત્રુઓના પક્ષમાં થયેલાઓના તથા સર્વ સજ્જ થઇ વધ કરવા તૈયાર થયેલાઓના મિત્રોને અને શત્રુઓના મિત્રોને જાણવા. હે કુરૂઓમાં શ્રેષ્ઠ, તે રીતે એઓના અમાત્ય (મંત્રિયો), દેશ, જૂદા જૂદા કિલ્લાઓ અને સૈન્યો ઇચ્છા પ્રમાણે થાય છે તે જાણવાં. હે કુંતીપુત્ર, તે બાર (ચાર શત્રુઓના સમૂહ, છ આતતાયિ, મિત્ર અને શત્રુ મિત્ર ) રાજાઓના વિષય (દેશ અથવા બંધન) રૂપ છે. હે સમર્થ, આ બાર અને મંત્રી જેમાં મુખ્ય છે. એવા સાઠ[3] ગુણો છે. આ રીતે આને નીતિમાં કુશળ એવા આચાર્યો મંડલ કહે છે. હે યુધિષ્ઠિર આ ( મંડળ )માં છ[4] ગુણો આધીન થઈ રહેલા છે તે મારાથી જાણો. હે મહાભુજ, કુરૂઓમાં શ્રેષ્ઠ, આગળ કહેલા બોતેર ગુણોમાં છ ગુણોથી થયેલા ગુણો રહેલા છે. તેમ વૃદ્ધિ, ક્ષય અને સ્થાન આ ત્રણ જાણવા યોગ્ય છે. હે કુંતીપુત્ર, જ્યારે

---

૧. પોતાનાં તથા શત્રુનાં પ્રિયને ઇચ્છનાર.

૨ શત્રુ, શત્રુ મિત્ર, એ એના જયને ઇચ્છનાર અને પરાજયને ચાહાનાર.

૩ ખેતી વગેરે આઠ ૮ સંધિ કરવાનાં કર્મો, બાળક વગેરે ૨૦ વીશ ન સલાહ કરવા યોગ્ય, નાસ્તિકપણુ વગેરે ૧૪ ચૌદ દોષો, મંત્ર (વિચાર) વગેરે ૧૮ અઢાર તીર્થો, આ રીતે ૬૦ સાઠ ગુણો છે.

૪ સલાહ, કજીયો, ચઢાઈ, ચઢાઈ નહિ કરવી, જૂદાઈ અને આશ્રય કરવો, આ છ ગુણો કહેલા છે.

પોતાનો પક્ષ બળવાન્ હોય તથા શત્રુનો પક્ષ બળથી રહિત હોય ત્યારે શત્રુઓ પ્રત્યે કલહ કરી પૃથ્વીપતિ ( રાજા )ને જીતવો. જ્યારે શત્રુઓ બળવાળા હોય અને પોતાનો પક્ષ નિર્બળ હોય ત્યારે વિદ્વાને ક્ષીણપણાને લીધે શત્રુઓ સાથે સંધિ ( સલાહ )નો આશ્રય કરવો તથા હે ભારત, જ્યારે થોડા વખતમાંજ ચઢાઈ કરવા સમર્થ હોય ત્યારે અતિ મ્હોટો દ્રવ્યોનો સંચય કરવો તેથી સઘળું થઇ શકે એવું બને છે. વળી તેણે સ્થાનથી વિચાર કરવો. હે ભારત, વિપરીતને ( શત્રુને ) થોડાં ફળવાળી પૃથ્વી આપવી અને સંધિ કરવામાં કુશળ એવા રાજાએ પોતે વિપરીત એવા શત્રુથી ત્રાંબુ વગેરે જેમાં અતિ ઘણું છે એવું હિરણ્ય ( સુવર્ણ અથવા રૂપાનાણું ), મિત્ર અને ક્ષીણ થયેલું સૈન્ય દંડમાં લેવું અથવા હે ભરત શ્રેષ્ઠ, સંધિકાજે તમે રાજપુત્રને પોતા પાસે રાખવા ઇચ્છજો. હે પુત્ર, કોઇ આપત્તિમાં તેથી ઉલટું કરવું તે શ્રેયરૂપ નથી માટે ઉપાય સહિત મંત્રને જાણનાર તમે તે આપત્તિના નાશ સારૂ યત્ન કરજો. હે રાજેંદ્ર, મંત્રિ વગેરેના મધ્યમાં રાજાએ દીન ( આંધળા બહેરા વગેરે ) જનોને પૂજવા. મહા બળવાન્ રાજાએ ક્રમથી અથવા એક વખતે સઘળો ઉદ્યોગ કરવો અને પોતાના રાજ્યની રક્ષા કરી પોતે યત્નથી શત્રુઓના ખજાનાનો ભંગ, પીડા અને રોકવું કરવું. વૃદ્ધિને ઇચ્છિનારે સમીપ આવેલા (અતિથી થયેલા) સામંતને હણવો નહિં. હે કુંતિપુત્ર, જે પૃથ્વીને જીતવા ઇચ્છે છે તે તેને હણતો નથી. તમારે મંત્રિયોની સાથે ગણોના (મંડલોના) ભેદવામાં ઉપાય ઇચ્છવો. સારાઓનો સંગ્રહ કરવાથી અને પાપિયોને દંડવાથી અતિ બળવાન્ થયેલાએ સદા દુર્બલ જનોને હણવા નહિ. હે રાજાઓમાં શ્રેષ્ઠ, બળવાન્ રાજાની સાથે વૈતસી વૃત્તિનો આશ્રય કરનાર થઇ રહેજો. જો બળવાન્ રાજા, તમે દુર્બળ હો તે તરફ આવે તો તેને ક્રમે કરી સલાહ વગેરે ઉપાયોથી પાછો વાળજો. જો એમ ન કરી શકાય તો યુદ્ધ માટે મંત્રિયોનિ સાથે ખજાના સહિત શેહેરના જનો સાથે દંડે કરીને કે જેઓ એનાં પ્રિયને કરનારા હોય તેઓથી નિકળવું. જો સર્વ ન હોય તો મુખ્ય એવાં શરીરથી જે રીતે લઢવા નિકળાય તે રીતે નિકળવું. આ ક્રમે કરી શરીર એકલું હોય એથી મુક્તિ થાય.

असम्भवेतुसर्वस्ययथामुख्येननिष्पतेत् ।
क्रमेणानेनमुक्तिःस्याच्छरीरमितिकेवलम् ॥२०॥

इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ. ध्. षष्ठोऽध्यायः ॥६॥

---

१ બળવાન શત્રુને તાબે થવું તે.

धृतराष्ट्रउवाच—सन्धिविग्रहमप्यत्रपश्येथाराजसत्तम ।
द्वियोनिंविविधोपायंबहुकल्पंयुधिष्ठिर ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા—હે રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર, તમે આ વિષયમાં દુર્બળ અને સબળથી થયેલા જૂદા જૂદા પ્રકાર યુક્ત ઉપાયવાળી તથા બહુ ક્રિયા અથવા ન્યાયવાળી સલાહને અને ક્લેશને જોજો. હે કૌરવ, પોતાનાં બલાબલને જાણી સ્થિર થઇને શત્રુને સેવજો અને શત્રુ સંતુષ્ટ તથા પુષ્ટ સૈન્યવાળો અને પોતાના જ્ઞાનવાળો છે એ રીતે પણ યાદી રાખવી. હે રાજાઓના ઇંદ્ર, શત્રુના સેવનના વખતમાં વિપરીત એટલે સંતોષ અને પોષણ રહિત સૈન્ય કરાય તો નાશના વખતમાં શત્રુ તરફ જવું. પછી શત્રુઓના દુઃખને, ભેદને, ખેંચવાપણાને, ભયને અને યુદ્ધમાં સૈન્યોનો ક્ષય કરાવવો. શાસ્ત્રમાં કુશળ અને પ્રયાણ કરનારા રાજાએ પોતાની તથા શત્રુની ત્રણ પ્રકારની (ઉત્સાહ સામર્થ્ય ને વિચારની) શક્તિ વિચારવી. હે ભારત, ઉત્સાહ શક્તિ, પ્રભુ શક્તિ અને મંત્ર શક્તિથી યુક્ત રાજાએ શત્રુ સામું જવું તથા તેથી વિપરીતપણાને તજવું. હે સમર્થ રાજન્, રાજાએ સેવકોનું બળ, ધનનું બળ, મિત્રોનું બળ, વનનું બળ અને કારિગરોનું બળ રાખવું. તેઓમાં હે રાજન્, મિત્રોનું બળ અને ધનનું બળ અધિક છે તથા કારીગરોનું બળ અને સેવકોનું બળ એ બે સરખાંજ છે એવું મારૂં માનવું છે, તેમ હે નૃપ, રાજાએ પરસ્પર સમાન એવું ચાર (જાસૂસ) લોકોનું બળ વખત આવ્યો હોય ત્યારે અને બહુ વખતોમાં જાણવા યોગ્ય છે. હે કૌરવોમાં નરાધિપ, બહુરૂપોવાળી આપત્તિયો થાય છે તે રાજાએ જાણવા યોગ્ય છે માટે જૂદી તે સાંભળો. હે પાંડવ રાજન્, બહુ પ્રકારે આપત્તિયો (દુઃખો)ના વિચારો છે તેઓને બોલી સામ (શાંતિ કે સલાહ) વગેરે ઉપાયોથી સદા જાણવા. હે શત્રુઓને તપાવનાર, સારાં સૈન્યોથી યુક્ત, દેશ ને કાળથી, બીજાં બળોથી અને પોતાના ગુણોથી યુક્ત રાજાએ યાત્રા (ચઢાઈ)માં જવું. હે પાંડવ, ઋતુ (વખત) ન હોય તો પણ વૃદ્ધિના ઉદયમાં પ્રીતિવાળા, હૃષ્ટ પુષ્ટ સૈન્યોવાળા, દુર્બલ એવા પણ રાજાએ જવું. નરોને પાળનારા રાજાએ સત્રુઓના નાશમાં ભાથાઓરૂપ ભેખડ (પાણા)વાળી, ઘોડા ને રથરૂપ પ્રવાહવાળી, ધ્વજરૂપ વૃક્ષોએ વિંટેલી, તીર ને કાંઠાવાળી, પાયદળ અને હસ્તિયોથી ઘણા કાદવવાળી નદી જોડવી. હે સમર્થ ભરતકુળમાં થયેલા, યુક્તિથી શકટ વ્યૂહ તથા પદ્મવજ વ્યૂહ જોડવા. શુક્રાચાર્ય જે શાસ્ત્રને જાણતા તેમાં આ કહેલું છે.

શત્રુનાં સૈન્યને ચલાવી પોતાના સૈન્યનો દેખાવ કરી પોતાની ભૂમિમાં અને શત્રુની ભૂમિમાં યુદ્ધની યોજના કરવી. રાજાએ સૈન્યને પ્રસન્ન રાખવું, બળવાન્ નરોને દબાવવા, પોતાના દેશને જાણી તેમાં સામ વગેરેથી આરંભ કરવો. હે મહારાજ, અહિ સર્વ પ્રકારથીજ શરીરને ધારણ કરવુ અને આ લોકમાં તથા મરણ પછી ઉત્તમ આત્માનું કલ્યાણ અથવા સુખ કરવું. આ રીતે હે મહારાજ, ઠીક આચરનાર, ધર્મથી પ્રજાને પાળનાર રાજા મરણ પછી સ્વર્ગને પામે છે. હે તાત કુરૂઓમાં શ્રેષ્ઠ, આ પ્રમાણે તમારે બે લોકની પ્રાપ્તિ માટે નિત્ય પ્રજાનું હિત થાય તેમજ વર્તવું. હે નૃપાળોમાં શ્રેષ્ઠ, તમને ભીષ્મે, કૃષ્ણે તથા વિદુરે સઘળું કહ્યું છે, મારે પણ તમને પ્રીતિથી અવશ્ય કહેવું જોઇયે. હે બહુ દેનાર, તમે આ સર્વ ન્યાય પ્રમાણે કરજો તેથી પ્રજાના પ્રિય એવા તમે સ્વર્ગમાં સુખ પામશો. જે પૃથ્વીપતિ રાજા હજાર અશ્વમેધે કરી યજન કરે અથવા ધર્મવડે પ્રજાઓને પાળે તે સરખાં ફળને પામે.

अश्वमेधसहस्रेणयोयजेत्पृथिवीपतिः ।
पालयेद्वापिधर्मेणप्रजास्तुल्यंफलंलभेत् ॥२३॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ. ष्ट. सप्तमोऽध्यायः ॥७॥

---

युधिष्ठिरउवाच—एवमेतत्करिष्यामियथात्थपृथिवीपते ।
भूयश्चैवानुशास्योहंभवतापार्थिवर्षभ ॥१॥

યુધિષ્ઠિરે કહ્યું—હે પૃથ્વીના પતિ એવા રાજાઓમાં શ્રેષ્ઠ, પૃથ્વીને પાળનાર તમે જે રીતે કહો છો તે એમજ કરિશ, ફરીને પણ તમારે મને શિખામણ આપવી. ભીષ્મ સ્વર્ગમાં પ્રાપ્ત થયા તેથી તથા મધુ દૈત્યને મારનાર કૃષ્ણના, વિદુરના અને સંજયના જવાથી તમારા વગર બીજો કોણ મને કહેવા યોગ્ય છે! હે પૃથ્વીના ઇશ્વર પૃથ્વીપાળ, આજ હિતમાં રહેલા તમે અહિ અને જે શિખવો છો તે હું કરિશ માટે સુખી (નિશ્ચિંત) થાઓ. વૈશંપાયને કહ્યું—હે ભરતશ્રેષ્ઠ, બુદ્ધિમાન્ ધર્મરાજે આ રીતે કહેલા તે રાજઋષિએ કુંતીપુત્ર પાસે આજ્ઞા લેવા ઇચ્છા કરી. હે પુત્ર, પ્રથમ સાંભળો અથવા શાંત થાઓ, મારો પણ ઘણો શ્રમ છે. આવું કહી તે વખતે રાજા ધૃતરાષ્ટ્ર ગાંધારીના ઘરમાં ગયા. પછી આસન ઉપર બેઠેલા તે પ્રજાપતિ (બ્રહ્મા)ના સરખા પતિને વખત હોવાથી વ-

ખતને જાણનારાં, ધર્મને આચરનારાં, દેવી ગાંધારી કહેવા લાગ્યાં કે પોતે તે મહર્ષિ વ્યાસે આજ્ઞા આપેલા તમે યુધિષ્ઠિરના અનુમતથી ક્યારે અરણ્યમાં જશો. ધૃતરાષ્ટ્રે કહ્યું—હે ગાંધારિ, પોતે મહાત્મા પિતાએ (વ્યાસે ) આજ્ઞા આપેલો હું યુધિષ્ઠિરની અનુમતિ થવાથી ઘણો વખત નહિ જાય તે રીતે વનમાં જઇશ. પ્રથમ હું પોતાના ઘરમાં સર્વ કારભારિ વગેરેનું સમીપપણું કરાવિ દુષ્ટ જુગટું રમનારા તે સર્વ પુત્રોનાં પ્રેતપણાને અનુસરનારૂં ધન દેવા ઇચ્છું છું. વૈશંપાયને યહ્યું—આવું કહિને તે વખતે ધર્મરાજને કહેવરાવ્યું. તેના કહેવાથી તે પૃથ્વીપાળ યુધિષ્ઠિરે સઘળું આણ્યું. તે પછી જ્ઞાનિ મનવાળા, કુરૂ જંગલ દેશના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો આવ્યા. પછી તે સમયે તે અંતઃપુરથી નિકળી નરોના પતિ ધૃતરાષ્ટ્રે તે સર્વ જનને તથા મંત્રિયો વગેરેને જોયા. હે પૃથ્વીપાળ, ભેગા થયેલા તે સર્વ નગરના લોકોને, દેશના તે જનોને, સઘળા સ્નેહિજનને અને જૂદા જૂદા દેશોથી આવેલા બ્રાહ્મણોને જાણી બુદ્ધિમાન્ અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર બોલ્યા—તમે અને કુરૂઓ ઘણા કાળ સુધી સાથે રહેલા એક બીજાના સ્નેહિ તથા એક બીજાના હિતમાં પ્રીતિવાળા છો માટે આ આવેલા વખતમાં હમણાં હું જે કહું તે રીતે મારા વચનને વિચાર્યા વિના તમારે કરવું. ગાંધારી સહિત મારી બુદ્ધિ વ્યાસના અને રાજા કુંતીપુત્ર યુધિષ્ઠિરના અનુમતથી અરણ્ય જવામાં થઈ છે માટે તમે પણ મને આજ્ઞા આપો, તમને વિચાર થાઓમાં. મારૂં એવું માનવું છે કે અમારી તથા તમારી જે આ નિરંતરની પ્રીતિ છે તે, બીજા દેશોમાં રાજાઓની નથી. હે પાપથી રહિતજનો, ગાંધારી સહિત હું આવી અવસ્થાથી શાંત થયો છું તથા પુત્ર રહિત કરેલો ઉપવાસોથી કૃશ થયો છું. હે શ્રેષ્ઠજનો, આ યુધિષ્ઠિરને મળેલા રાજ્યમાં મ્હોટું સુખ પામ્યો છું અને દુર્યોધનના પ્રભુપણાથી વિશેષ સુખ છે એમ માનું છું. હે મહા ભાગ્યશાળિજનો, અંધ, વૃદ્ધ અને પુત્ર રહિત હોવાથી મારી વન વિના શી ! ગતિ છે? ( કોઈ નથી), તેથી તમે મને આજ્ઞા આપવા યોગ્ય છો. આ રીતે તેનું તે વચન સાંભળી હે ભરતશ્રેષ્ઠ, તે સર્વ કુરૂ જંગલ દેશના લોકો આંસુ ભરેલી વાણીથી રોવા લાગ્યા. આ પ્રમાણે કશું પણ નહિ બોલતા, શોકમાં તત્પર એવા તે સર્વ જનો પ્રત્યે બીજીવાર પણ મહા તેજસ્વી ધૃતરાષ્ટ્ર આ બોલ્યા.

तानविब्रुवतःकिञ्चित्सर्वान्शोकपरायणान् ।
पुनरेवमहातेजाधृतराष्ट्रोऽब्रवीदिदम् ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ. धृ. अष्टमोऽध्यायः॥८॥

धृतराष्ट्रउवाच–शान्तनुःपालयामासयथाद्वद्वसुधामिमां ।
तथाविचित्रवीर्यश्चभीष्मेणपरिपालितः ॥१॥

ધૃતરાષ્ટ્ર બોલ્યા--શાંતનુ યથા યોગ્ય આ પૃથ્વીને પાળતા, તેમ ભીષ્મે પાળેલા, વિચિત્રવીર્ય પાળતા હતા. જાણેલા અર્થવાળા અમારા પિતા પાળતા હતા એમાં સંશય નથી અને જે રીતે મારા ભાઇ પાંડુ તમારા પ્રિય થયા હતા તે પણ યથાયોગ્ય પાળતા હતા તે તમે જાણો છો. હે પાપ રહિત મ્હોટાં ભાગ્યવાળા, મેં તમારી જે સારી સેવા કરેલી છે અથવા સારી નહિ કરેલી હોય તે આલસ્ય રહિત એવા તમોએ ક્ષમા કરવું. જ્યારે દુર્યોધને આ શત્રુ રહિત રાજ્ય ભોગવ્યું હતું ત્યારે મંદ અને દુષ્ટ બુદ્ધિવાળા તેણે તમારો અપરાધ તો નથી કર્યો! તે દુષ્ટ બુદ્ધિવાળાના અપરાધથી અને અભિમાનથી પોતે કરેલા અન્યાયથી પૃથ્વીને પાળનારા રાજાઓનો અતિ મ્હોટો નાશ થયો તે મેં જો કે સારૂં અથવા નઠારૂં કર્યું તે તમારે હૃદયમાં ધારણ કરવું નહિ, એ માટે મેં આ બે હાથ જોડ્યા છે. આ નરોનો અધિપતિ રાજા વૃદ્ધ છે, આ નાશ પામેલા પુત્રવાળો છે, આ દુઃખી છે અને આ પૂર્વના રાજાઓનો પુત્ર છે એમ હૃદયમાં ભાવ કરી આજ્ઞા આપો. મારી સાથે આ કૃપણ, વૃદ્ધ, નાશ પામેલા પુત્રવાળાં, તપસ્વિની અને પુત્રના શોકથી પીડા પામેલાં ગાંધારી તમો પ્રત્યે યાચના કરે છે માટે આ બે વૃદ્ધને (અમને) નાશ પામેલા પુત્રવાળાં તથા દુઃખિ જાણી આજ્ઞા આપો, તમારૂં કલ્યાણ થાઓ, અમે બે તમને શરણ આવ્યાં છીયે. હવેથી આ કૌરવ કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરને સર્વ તમોએ સુખ દુઃખમાં જાણવા. જેના ચાર, સહાયરૂપ, મહા બળવાન્, લોકપાલોના જેવા, સર્વ ધર્મોને જાણનારા આ ભાઇયો છે તે ક્યારેય પણ ક્યાંય સરખાં નહિ એવાં દુઃખને નહિ પામે. ભગવાન્ બ્રહ્માના સરખા, સર્વ પ્રાણિયોવાળી જગતના પતિ, મહા તેજસ્વી યુધિષ્ઠિર તમને પાળશે, આ અવશ્ય કહેવું જોઇયેજ એમ હૃદયમાં ધારણ કરી તમોને કહું છું. મેં આ યુધિષ્ઠિર સર્વ તમોને થાપણરૂપ કરી આપેલા છે તથા મેં આ શૂરની પાસે તમોને ન્યાસ (થાપણ) રૂપ કરેલા છે. જ્યારે મારા તે પુત્રોએ તથા મારા બીજા માણસે જે કંઈ તમને દુઃખ કરેલું હોય તે ક્ષમા કરવા યોગ્ય છો. તમોએ ક્રોધ કોઈ રીતે

પણ મારી પાસે પ્રથમ કરેલો નથી માટે અતિ ગુરૂ ભક્ત એવાઓની પાસે આ બે હાથ જોડયા છે અને આ નમસ્કાર છે. હે પાપ રહિતજનો, અસ્થિર બુદ્ધિવાળા, લોભિ અને ઇચ્છા પ્રમાણે આચરણ કરનારા તે પુત્રો માટે ગાંધારી સહિત હું આજ તમો સર્વ પ્રત્યે યાચના કરૂં છું. આ પ્રમાણે તેણે કહેલા આંસુઓની કળા (ભાગ)વાળા, તે સર્વ નગર અને દેશના જનો કશું બોલ્યા નહિ પણ પરસ્પર જોવા લાગ્યા.

इत्युक्तास्तेनतेसर्वेपौरजानपदाजनाः ।
नोचुर्बाष्पकलाःकिञ्चिद्वीक्षांचक्रुःपरस्परम् ॥१८॥

इति श्रीमहाभारते आश्रमवासिकपर्वणि आ. धृ. नवमोऽध्यायः ॥९॥

---

**वैशम्पायनउवाच**—एवमुक्तास्तुतेतेनपौरजानपदाजनाः ।
वृद्धेनराज्ञाकौरव्यनष्टसंज्ञाइवाभवन् ॥१॥

વૈશંપાયને કહ્યું—હે કૌરવોમાં થયેલા, આ પ્રમાણે તે વૃદ્ધ રાજાએ કહેલા તે શેહેર અને દેશના જનો જેમ નાશ પામેલા સંજ્ઞાવાળા હોય તેમ થયા. પછી પૃથ્વીને પાળનાર પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર ફરીને પણ મૌન ધરનાર થયેલા, આંસુઓથી યુક્ત કંઠવાળા તેઓને કહેવા લાગ્યા—હે ધર્મને જાણનારા, હે પાપરહિત શ્રેષ્ઠ વૃદ્ધ, નાશ પામેલા પુત્રવાળો આ ધર્મપત્ની (પરણેલી સ્ત્રી) સાથે બહુ પ્રકારે વિલાપ કરતો કૃપણ હું પોતે પિતા કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે) તથા ધર્મને જાણનારા રાજાએ વનમાં વસવા માટે આજ્ઞા આપેલો છું તે હું વારંવાર મસ્તકવડે તમોને નમું છું તેથી ગાંધારી સહિત મને આજ્ઞા આપવા યોગ્ય છો. વૈશંપાયને કહ્યું—હે રાજન, ભેગા થયેલા તે કુરૂ જંગલ દેશના લોકો તે કુરૂરાજ ધૃતરાષ્ટ્રનાં કરૂણ વચનો સાંભળી સર્વ તરફથી રૂદન કરવા લાગ્યા અને બે ઘડી વાર શોકથી સંતાપ પામેલા તેઓ પિતા માતાની પેઠે ઉત્તરીય વસ્ત્રો અને હાથથી મુખોને ઢાંકી રોવા લાગ્યા તથા ધૃતરાષ્ટ્રના પ્રવાસથી થયેલાં દુઃખને શૂન્ય થયેલાં હૃદયોથી ધારણ કરતાં નાશ પામી ગયેલ સંજ્ઞા (ભાન)વાળા હોય તેમ થયા. ધીરે ધીરે ધૃતરાષ્ટ્રના વિયોગથી થયેલા શ્રમ અથવા ખેદને મટાડી તેઓ તે સમયે પરસ્પર મતોને કહેવા લાગ્યા. પછી સર્વ તેઓ ટુંકાણથી વાક્યોને મેળવી એક બ્રાહ્મણ વિષે રાખી (બ્રાહ્મણ મારફત) નરોના અધિપતિ ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા. તે પછી હે રાજન, સારાં આચરણવાળા, માનેલા, અ-

થમાં કુશળ, બહ્વૃચ (બહુ ઋચાઓને જાણનાર) સાંબ નામના વિપ્રે કહેવાનો આરંભ કરચો અને મહારાજની આજ્ઞા લઈ તે સભાને પ્રસન્ન કરી અથવા સભાની પ્રાર્થના કરી હુશિયાર ધારણા યુક્ત બુદ્ધિવાળો તે વિપ્ર રાજાને કહેવા લાગ્યો–હે શૂર એવા નરાધિપ, આ સર્વ જને સર્વ વચન મારા વિષે અર્પણ કરેલાં છે માટે હું તે કહું છું અને આપ તે સાંભળો. હે સમર્થ રાજેંદ્ર, તમે જે રીતે કહો છો એ સઘળું તે રીતે છે એમાં કોઈ પણ વચન ખોટું નથી. આપણું સ્નેહિપણું પરસ્પર છે, ક્યારેય પણ આ વંશના રાજાઓમાં કોઈ પણ કદી પણ જે પ્રજાને પાળનાર રાજા પ્રજાઓને અપ્રિય થયો તે નથી થયો. તમે પિતાની પેઠે તથા ભાઈની પેઠે અમને પાળો છો, તેમ નરોને પાળનારા રાજા દુર્યોધને કશું પણ અયોગ્ય કર્યું નથી. હે મહારાજ, જે રીતે ધર્માત્મા સત્યવતીના પુત્ર મુનિ (વ્યાસ) કહે છે તે રીતે કરો; કારણ કે તે અમારા મ્હોટા ગુરૂ છે. હે રાજન્, તમે તજેલા તમારા હજારો ગુણોથી યુક્ત અમે ઘણો વખત દુ:ખ તથા શોકને ખૂબ પામેલા થઈશું. હે પૃથ્વીના ઇશ્વર, જે રીતે શાંતનુએ, રાજા ચિત્રાંગદે અને ભીષ્મના પરાક્રમનો આશ્રય કરનારા તમારા પિતાએ અમારી રક્ષા કરી હતી તથા તમારી દૃષ્ટિથી પૃથ્વીને પાળનારા પાંડુએ જેમ રક્ષા કરી હતી તેમ રાજા દુર્યોધને પણ અમને સારી રીતે પાળ્યા છે. હે નૃપ, તમારા પુત્રે અતિ થોડું પણ અમને દુઃખ કર્યું નથી અને અમે તે નરોના અધિપતિ દુર્યોધનમાં પિતા વિષે હોઈએ તેમ અતિ વિશ્વાસ પામ્યા હતા અને વયવડે જે પ્રમાણે છીયે તે પ્રમાણે સારી રીતે તમારૂં જાણેલું છે, તેમ હે નૃપ, હજારો વર્ષ બુદ્ધિમાન્, ધૈર્યવાન્, કુંતીપુત્ર (યુધિષ્ઠિરે) પાળેલા અમે સુખ પામ્યા છીએ. આ બહુ દાની ધર્માત્મા જૂના રાજઋષિયોના પુણ્ય કર્મવાળા તમે છો તેઓનાં કુરૂસંવરણ વગેરેનાં અને બુદ્ધિમાન્ ભરતનાં આચરણને અનુસરે છે માટે હે મહારાજ, આ વિષે અતિ સૂક્ષ્મ પણ કહેવા જેવું નથી. તમે પૂર્વે પાળેલા, અમે સુખથી રહ્યા છીયે. હે કુરૂપુત્ર, પુત્ર સહિત આપનું અતિ સૂક્ષ્મ પણ દુઃખ નથી અને તમે જે આ જ્ઞાતિના નાશ માટે દુર્યોધનની બાબતમાં કહો છો તેમાં પણ અમે તમને સમજાવશું. બ્રાહ્મણે કહ્યું–કૌરવો જે ક્ષયને પામ્યા તે દુર્યોધને નથી કર્યું, તમે તે નથી કર્યું અને કર્ણ તથા સુબળાના પુત્રે (શકુનિએ) નથી કર્યું, અમે તેને દૈવ (ભાગ્ય) જાણિએ છીએ કે જેનો અતિ બાધ કરી શકાતો નથી. હે મહારાજ, પરાક્રમે અથવા ઉદ્યોગે પણ દૈવને બાધવાળું (નાશ પામેલું) કરી શકાતું

નથી. જે અઢાર અક્ષૌહિણી સેનાઓ મળી હતી તેઓને યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા કુરૂઓએ ભીષ્મ, દ્રોણ, કૃપ વગેરેએ, મહાત્મા કર્ણે, યુયુધાને, શૂર ધૃષ્ટદ્યુમ્ને, ચાર પાંડવ એવા ભીમ, અર્જુન અને જોડ એવા નકુળ સહદેવે અઢાર દિવસમાં હણી. આ ક્ષય હે નૃપ, દૈવના બળ વગર થયો ન હતો, યુદ્ધમાં અવશ્યજ ક્ષત્રિએ વિશેષપણાથી મરણ કરવું તથા વખત આવ્યે ક્ષત્રિએ મરવું તેથી તે વિદ્યા અને બાહુના બળવાળા ઉત્તમ પુરૂષોએ આ સઘળી ઘોડા સહિત અને રથો તથા હસ્તિયો સહિત પૃથ્વીને હણી. તે તમારો પુત્ર મહાત્મા રાજાઓના વધમાં કારણ નથી, હે કુરૂઓમાં શ્રેષ્ઠ, જે હજારો રાજાઓ નાશ પામ્યા તેમાં તમે કારણ નથી, તમારા સેવકો કારણ નથી, કર્ણ કારણ નથી અને સુબળાનો પુત્ર શકુનિ કારણ નથી, આ સર્વ દૈવે કરેલું જાણો. આમાં કોણ! કશું કહેવા યોગ્ય છે (અર્થાત્ કોઈ નથી). તમે આ સઘળાં જગતના પ્રભુ એવા ગુરૂ માનેલા છો એથી તમને ધર્માત્મા પુત્રની આજ્ઞા આપીયે છીયે કે, તે નરોનો અધિપતિ દુર્યોધન સહાયો સહિત વીર પુરૂષોના લોકને પામો તથા ઉત્તમ દ્વિજોએ આજ્ઞા આપેલો તે સ્વર્ગમાં સુખે આનંદ પામો, તમે પુણ્યને તથા ધર્મમાં ઉત્તમ સ્થિતિને પામશો. તમે પૂર્ણપણાથી ઠીક ધર્મને જાણો છો માટે સારાં વ્રતવાળા થાઓ, તમારૂં દૃષ્ટિનું ઉત્તમ દેવું પણ પાંડવો તરફ વ્યર્થ નથી. હે બુદ્ધિમન્, પાંડવો સ્વર્ગના પાળવામાં પણ સમર્થ છે ત્યારે પૃથ્વીના પાલનમાં ફરી શું કહેવું?!(કશું નહિ). હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, પ્રજાઓ, સમ એવાં સુખોમાં તથા વિષમ એવાં દુઃખોમાં શીલથી શોભનારા પાંડવોને અનુસરી વર્તશે અને પૃથ્વીપતિ પાંડવ પણ પૂર્વના રાજાઓથી પ્રાપ્ત થયેલા બ્રાહ્મણોને દેવા યોગ્ય અગ્ર હારો (ગરાસો)ને તથા પેરામણીઓને સાચવે છે. વળી કુબેરની પેઠે સદા દીર્ઘ દૃષ્ટિવાળા, કોમળ અને ઇંદ્રિઓને વશ રાખનાર છે. આ મ્હોટાં મનવાળા કુંતીપુત્ર ક્ષુદ્રતા રહિત સચિવ (અમાત્ય)વાળા, મિત્રોમાં દયાવાન્, પવિત્ર અને ભરતકુળમાં શ્રેષ્ઠ છે. સદા પુત્રની પેઠે પાળેલા ધારણાયુક્ત બુદ્ધિવાળા તે સરસ રીતે જુવે છે. તેમ હે રાજઋષિ, ધર્મપુત્રના સંગથી ભીમ, અર્જુન વગેરે આ લોકનું અપ્રિય કરશે નહિ. હે કૌરવોમાં થયેલા પરાક્રમિ, મહાત્મા પાંડવો નગરના લોકોના હિતમાં પ્રીતિવાળા, કોમળ નરોમાં કોમળ અને તીક્ષ્ણ નરોમાં જેઓની દાઢમાં ઝેર છે એવા સર્પો જેવા છે. તેમ ક્યારેય પણ આ જન વિષે નહિ કુંતી, નહિ દ્રૌપદી, નહિ ઉલૂપી અને નહિ સાત્વત કુળમાં થયેલી (સુભદ્રા) પ્રતિકૂલ (અવલાં) કૃત્યો કરશે. નગર તથા દેશના જનો પણ તમે કરેલા તથા યુ-

ધિષ્ઠિરે વધારેલા આ સ્નેહને પાછળ કરશે નહિ. મહારથિ એવા કુંતીપુત્રો ધર્મમાં પરાયણ થઈ અધાર્મિષ્ઠ છતાં પણ માનવોને પાળશે, માટે હે પુરૂષો-માં શ્રેષ્ઠ રાજન્, યુધિષ્ઠિરથી મનમાં થયેલાં દુઃખને દૂર કરી ધર્મવાળાં કાર્યો કરો, તમને નમસ્કાર છે. વૈશંપાયને કહ્યું--તેનાં તે ઉત્તમ ગુણવાળાં ધર્મ-યુક્ત વચનને માનિ 'સારૂં સારૂં' એમ તે સર્વ જને ગ્રહણ કર્યું. ધૃતરાષ્ટ્ર પણ તે વચનને વારંવાર વખાણિને ધીરે ધીરે મંત્રિ વગેરેને જવા આજ્ઞા આ-પવા લાગ્યા. હે ભરત શ્રેષ્ઠ, આ રીતે તે જનોએ સત્કાર કરેલા તથા કલ્યા-ણથી જોયેલા રાજા ધૃતરાષ્ટ્ર એ હાથ જોડી તે લોકને પૂજવા લાગ્યા. પછી ગાંધારી સહિત પોતાને ઘેર ગયા. જ્યારે રાત્રિ ગઈ ત્યારે જે કરવા લાગ્યા તે હવે જાણો.

ततोविवेशभवनंगान्धार्यासहितोनिजम् ।
व्युष्टायांचैवशर्वर्यांयच्चकारनिबोधतत् ॥ १३ ॥
इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वाणि आ. प. दशमोऽध्यायः ॥१०॥

---

**वैशम्पायनउवाच**—ततोरजन्यांव्युष्टायांधृतराष्ट्रोऽम्बिकासुतः ।
विदुरंप्रेषयामासयुधिष्ठिरनिवेशनम् ॥१॥

વૈશંપાયને કહ્યું—પછી જ્યારે રાત્રિ ગઈ ત્યારે અંબિકાના પુત્ર ધૃત-રાષ્ટ્રે વિદુરને યુધિષ્ઠિરને ઘેર મોકલ્યા. રાજાના કહેવાથી જઈ સર્વ બુદ્ધિવાળા-ઓમાં ઉત્તમ, મહાતેજસ્વી તે અવિનાશી કૃષ્ણરૂપ ઈશ્વર એવા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા—હે રાજન્, મહારાજ ધૃતરાષ્ટ્ર વનવાસ માટે દીક્ષાવાળા છે અને આવતી આ કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે વનમાં જશે તે હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, તમારી પાસે કંઈ અર્થ (કાર્ય)ને ઇચ્છે છે તથા તે મહાત્મા ગંગાપુત્ર ભીષ્મનાં, દ્રોણનાં, સોમદત્તનાં, બુદ્ધિમાન બાલ્હીકનાં, સઘળા પુત્રોનાં, જે બીજા સ્નેહિયોને હણેલા છે તેઓનાં તથા જો આજ્ઞા આપો તો સિંધુદેશના જનો-માં નીચ એવા જયદ્રથનાં શ્રાદ્ધને દેવા ઈચ્છે છે. વિદુરનું આ વચન સાંભળી પાંડવ યુધિષ્ઠિર અને નિદ્રાને જીતનાર અર્જુન પ્રસન્ન થયા તથા સત્કાર કર-વા લાગ્યા પણ તે વખતે દુર્યોધનનાં કૃત્યને સંભારિ દૃઢ ક્રોધવાળા મહાતેજ-સ્વિ ભીમે વિદુરનું તે વચન ગ્રહણ કર્યું નહિ. ભીમસેનના અભિપ્રાયને જા-ણિ મુકુટવાળા અર્જુને કંઈક નમિ તે નરશ્રેષ્ઠ ભીમને કહ્યું—હે ભીમ, રાજા એવા વૃદ્ધ પિતા વનવાસ માટે દીક્ષાવાળા છે અને હે મહાભુજ, તે કૌરવ

ભીષ્મ વગેરે સર્વ સ્નેહિયોના દેહની પાછળ કરવાનાં શ્રાદ્ધ દેવા ઈચ્છે છે તથા તમે જીતેલાં ધનને આપવા ચાહે છે માટે આજ્ઞા આપવા યોગ્ય છો. હે મહાભુજ, ઘણી હર્ષની વાત છે કે આજ ધૃતરાષ્ટ્ર યાચના કરે છે, કાળનો ક્રમ જુઓ કે પૂર્વે આપણે જેની યાચના કરતા અને જે આ આખી પૃથ્વીના ભર્ત્તા હતા તે નરોના અધિપતિ (રાજા) થઈ શત્રુઓએ જેના અમાત્યોને હણેલા છે એવા વનમાં જવા ઇચ્છે છે માટે હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તમને બીજું (ઉંધુ) જ્ઞાન થાઓ માં. હે મહાભુજ, એથી બીજું જ્ઞાન અપયશને કરનાર થશે તથા અધર્મ થશે તેથી હે ભરતશ્રેષ્ઠ, મ્હોટા ભાઈ, સમર્થ રાજાને આજ્ઞા આપો, આ રીતે કહેનારા અર્જુનને ધર્મરાજ પણ વખાણવા લાગ્યા. તે સમયે ભીમસેને તો ક્રોધસહિત આ વચન કહ્યું–હે અર્જુન, આપણે ભીષ્મનાં, રાજા સોમદત્તનાં, ભૂરિશ્રવાનાં, રાજર્ષિ બાલ્હીકનાં, મહાત્મા દ્રોણનાં અને બીજા સર્વનાં પ્રેતકાર્ય (શ્રાદ્ધ)ને આપશું અને કુંતિ કર્ણને આપશે, પણ હે પુરૂષોમાં શ્રેષ્ઠ કૌરવ, રાજા શ્રાદ્ધો આપો માં, આ રીતે મારી બુદ્ધિ છે તેથી શત્રુઓ આપણને માં નિંદો. કુળમાં નીચ એવા જેઓએ આ સઘળી પૃથ્વીને નાશ પમાડી તે સઘળા દુર્યોધન વગેરે કષ્ટથી અતિકષ્ટને પામો, તમે ક્યાંથી દ્રૌપદીના શોકને વધારનારા, બાર વર્ષના છાના અજાણ્યા વાસને તથા વૈરને ભૂલી જનાર થયા છો. જ્યારે કાળાં ચર્મથી યુક્ત, જેનાં આભરણ તથા ભૂષણો હરેલ છે એવા તમે પાંચાલી (દ્રૌપદી) સાથે રાજા પાસે ગયા હતા ત્યારે આપણો આશ્રય કરનાર ધૃતરાષ્ટ્રનો સ્નેહ ક્યાં ગયો હતો? વળી જ્યારે તમે તેર વર્ષ સૂધી વનમાં વનના પદાર્થથી જીવતા હતા ત્યારે તે એ દ્રોણ, ભીષ્મ અને સોમદત્ત પણ ક્યાં હતા? ત્યારે મ્હોટા-પિતા તમને પિતાપણાથી નહિ જોતા. હે કુંતિપુત્ર, આ કુળમાં નીચ દુષ્ટ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર વિદુરને જૂગટામાં શું જીત્યા? આમ જે પૂછતા હતા તે શું તમે ભૂલી ગયા? આ પ્રમાણે બોલતા તે ભીમને ‘મુંગા બેસો’ એમ તરછોડતા, બુદ્ધિમાન્ કુંતિપુત્ર રાજા યુધિષ્ઠિર વચન બોલ્યા.

तमेवंवादिनंराजाकुन्तीपुत्रोयुधिष्ठिरः ।
उवाचवचनंधीमान्जोषमास्वेतिभर्त्सयन् ॥ २६ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ०एकादशोऽध्यायः ॥११॥

---

अर्जुनउवाच–भीमज्येष्ठोगुरुर्मेत्वंनातोन्यद्वक्तुमुत्सहे ।
धृतराष्ट्रस्तुराजार्षिःसर्वथामानमर्हति ॥१॥

અર્જુન બોલ્યા—તમે મારા ભીમથી મ્હોટા ગુરૂ (માન્ય) છો એથી બીજું કહેવા ઉત્સાહ પામતો નથી, રાજઋષિ ધૃતરાષ્ટ્ર તો સર્વ પ્રકારે માનને યોગ્ય છે, જેઓએ આર્યોની મર્યાદાને નથી લોપેલી એવા પુરૂષોમાં ઉત્તમ સજ્જનો અપરાધવાળાં કૃત્યોને સંભારતા નથી પણ સારાં કૃત્યોને યાદ કરે છે. આ રીતે તે મહાત્મા અર્જુનનું વચન સાંભળીને ધર્માત્મા કુંતીપુત્ર યુધિષ્ઠિર વિદુરને કેહેવા લાગ્યા-હે વિદુર, મારા કહેવાથી કૌરવ રાજાને આ કહો. હે સમર્થ, પુત્રોનુ, ભીષ્મ વગેરે સઘળા ઉપકારિ સ્નેહિયોનું જેટલું શ્રાદ્ધ ઇચ્છો છો તેટલું હું મારા ખજાનાથી આપું છું, એથી ભીમ અતિ દુઃખિત મનવાળા થાઓ માં. વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે કહી ધર્મરાજ તે અર્જુનને વખાણુવા લાગ્યા અને ભીમસેન કટાક્ષથી ધનને જીતનાર અર્જુનને જોવા લાગ્યા. પછી તે બુદ્ધિમાન્ યુધિષ્ઠિર વિદુરને વચન કહેવા લાગ્યા કે, તે નૃપતિ ધૃતરાષ્ટ્ર ભીમસેન ઉપર કોપ કરવા યોગ્ય નથી કેમકે બુદ્ધિમાન્ ભીમ પણ અરણ્યમાં ઝાકળની વૃષ્ટિ તડકા વગેરે બહુ પ્રકારનાં દુઃખોથી કલેશ પામેલા છે તે તમારૂં જાણેલું છે પણ મારાં વચનથી રાજાને એમ કહો. હે ભરતશ્રેષ્ઠ, જે જે જેટલું ઇચ્છો તે તે તેટલું મારાં ઘરથી લ્યો અને અતિ દુઃખ પામેલા આ ભીમ જે મત્સરપણું (અદેખાઇ) કરે છે તે મનમાં ધારણ કરવું નહિ એમ તે પૃથ્વીપતિ (રાજા)ને કહેવું. વળી જે કંઇ મારૂં ધન છે તથા અર્જુનના ઘરમાં જે કંઇ ધન છે તેના ધણી મહારાજ (આપ) છો એમ તે પૃથ્વીપતિ રાજાને કહેવું; માટે રાજા ઇચ્છા પ્રમાણે બ્રાહ્મણોને આપો, ખર્ચ કરો તથા આજે તે પુત્રો ને સ્નેહિઓના કરજ રહિતપણાને પામો. હે જનાધિપ, ધન અને મારૂં આ શરીર પણ તમને આધીન છે એમ તમે જાણો, તેમાં મને સંશય નથી.

इदंचापिशरीरंमेतवायत्तंजनाधिप ।
धनानिचेतिविद्धित्वंनमेतत्रास्तिसंशयः ॥१३॥

इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ. यु. द्वादशोऽध्यायः॥१२॥

---

**वैशम्पायनउवाच**—एवमुक्तस्तुराज्ञासविदुरोबुद्धिसत्तमः ।
धृतराष्ट्रमुपेत्यैवंवाक्यमाहमहार्थवत् ॥१॥

વૈશંપાયનેકહ્યું—આ પ્રમાણે રાજા યુધિષ્ઠિરે કહેલા તે બુદ્ધિથી શ્રેષ્ઠ એવા વિદુર ધૃતરાષ્ટ્રને મળી આ રીતે મ્હોટા અર્થવાળું વાક્ય બોલ્યા-આ-

દિથી તમારૂં વચન યુધિષ્ઠિર રાજાને કહ્યું અને મ્હોટી કાંતિવાળા તે તમારૂ વાક્ય સાંભળી પ્રશંસા કરતા હતા. મહા તેજસ્વિ અર્જુને ઘર નિવેદન કરેલું છે. તેના ઘરમાં જે ધન છે તે તથા ઉત્તમ પ્રાણો પણ તમને નિવેદન કરેલ છે. હે રાજઋષિ, તમારા પુત્ર ધર્મરાજ રાજ્ય, પ્રાણ, ધન અને જે બીજું કંઈ છે તેની આજ્ઞા કરે છે. ઘણાં એવાં સર્વ દુઃખોને સંભારિ નિઃશ્વાસ નાંખતા મહાભુજ ભીમે દુઃખથી થાય તેમ આજ્ઞા આપી છે. હે રાજન્, ધર્મશીલ રાજાએ તથા અર્જુને મહાભુજ તે ભીમને સમજાવ્યો તથા સ્નેહમાં પણ રાખ્યો છે. ધર્મરાજે તમને કહ્યું છે-હે નરાધિપ, ભીમે તે વૈરને સંભારી જે અન્યાયની પેઠે આચરણ કર્યું છે તેથી તમારે ક્રોધ કરવો નહિ, ઘણું કરી આવો આ ક્ષત્રિયોનો ધર્મ છે અને આ ભીમસેન યુદ્ધમાં તથા ક્ષત્રિઓના ધર્મમાં પ્રીતિમાન્ છે. ભીમસેન કાજે અર્જુને પણ વારંવાર કહ્યું છે. હે નૃપ, પ્રસન્ન થાઓ એમ માગું છું, તમે પ્રભુ (પતિ) છો માટે હે પૃથ્વીના પતિ, તમે જેટલું ઈચ્છો છો તેટલું તમે અહિં જે ધન છે તે ધન આપો. હે ભારત, તમે આ રાજ્ય અને પ્રાણના પતિ છો, અહિંથી કુરૂશ્રેષ્ઠ બ્રાહ્મણોને આપવા યોગ્ય ભેટો, પુત્રોના દેહની પાછળ કરવાનું કર્મ, રત્નો, ગાયો, દાસી, દાસો, બકરાં, મેઢાં (ગાડર) લઇને બ્રાહ્મણોને આપો. હે વિદુર, ત્યાં ત્યાં રાજાની આજ્ઞાથી દીન, અંધ અને કૃપણ જનો માટે બહુ અન્ન, રસ અને પાનવાળી સભા ( સ્થાનો ) કરાવો. ગાયોને પીવાનાં સ્થાનો તથા બીજું જૂદા જૂદા પ્રકારનું પુણ્ય કરો. આવી રીતે કુંતીપુત્ર રાજાએ તથા ધનને જીતનાર અર્જુને મને કહ્યું છે માટે અહિં હવે પછી જે કરવાનું હોય તે તમે કહેવા યોગ્ય છો. આ રીતે વિદુરે જ્યારે કહ્યું ત્યારે હે જનમેજય, કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે ધૃતરાષ્ટ્ર તેઓને વખાણી મ્હોટાં દાનમાં મન કરવા લાગ્યા (મ્હોટું દાન દેવા વિચારવા લાગ્યા).

इत्युक्तेविदुरेणाथधृतराष्ट्रोभिनन्द्यतान् ।
मनश्चक्रेमहादानेकार्तिक्यांजनमेजय ॥१९॥

इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ. वि. त्रयोदशोऽध्यायः॥१३॥

---

**वैशंपायनउवाच**—विदुरेणैवमुक्तस्तुधृतराष्ट्रोजनाधिपः ।
प्रीतिमानभवद्राजन्राज्ञोजिष्णोश्चकर्मणि ॥१॥

વૈશંપાયને કહ્યું--હે રાજન્, આ પ્રમાણે વિદુરે કહેલાં જનોના અ-

ધિપતિ ધૃતરાષ્ટ્ર, રાજા યુધિષ્ઠિર અને જયશીલ અર્જુનના કાર્યમાં પ્રીતિમાન્ થયા. પછી પ્રસિદ્ધ નરપતિઓમાં શ્રેષ્ઠ એવા તે ભીષ્મ માટે પુત્રોને અર્થે અને સ્નેહિયોને કાજે યોગ્ય એવા ઋષિયોમાં શ્રેષ્ઠ, હજારો બ્રાહ્મણોને જોઈ અન્ન, પાન, વાહન તથા વસ્ત્રો કરાવી સુવર્ણ, મણિ, રત્નો, દાસી, દાસ, બકરાં, ગાડર (ઘેટાં), કાંબળાઓ, રત્નો, ગામો, ખેતર, ધન, અલંકાર સહિત હાથિ, ઘોડા, કન્યાઓ અને ઉત્તમ સ્ત્રીઓને ટેવી ટેવીને સર્વેને દેવા લાગ્યા. તે વખતે યુધિષ્ઠિરના મતથી દ્રોણ, ભીષ્મ, સોમદત્ત, બાહ્લીક, રાજા દુર્યોધન, જૂદા જૂદા પુત્રો અને જયદ્રથ વગેરે સર્વ સ્નેહિયોનું નામ લઈ તે, બહુ ધનોનાં દાનવાળો, અનેક ધન તથા રત્નોના સમૂહવાળો શ્રાદ્ધરૂપ યજ્ઞ પ્રવર્ત્યો. તે સમયે જે યજ્ઞમાં વારંવાર યુધિષ્ઠિરના કહેવાથી ગણનારા ને લખનારાઓ તે નરોના પતિ રાજા ધૃતરાષ્ટ્રને પૂછતા કે આ લોકોને શું દેવા જેવું (દાન) આપવું છે? એવી આજ્ઞા કરો અને વચનના અંતમાં તેજ વખતે એ ઠેકાણે આવેલાં દાનને દેતા હતા. બુદ્ધિમાન્ કુંતીપુત્ર, રાજાના કહેવાથી સો દેવું જોઇયે ત્યાં દશસો (હજાર) અને હજારને ઠેકાણે દશહજાર દેવાતું. એ રીતે ધનની ધારાઓવડે વર્ષતા તે રાજારૂપ મેઘ, જળને આપનાર ધાન્ય પ્રત્યે વરસતા વર્ષાદની પેઠે તે વિપ્રોને તૃપ્ત કરતા હતા. તે પછીજ એ યજ્ઞમાં હે મ્હોટિ બુદ્ધિવાળા, તે રાજા ધૃતરાષ્ટ્રે અન્નપાન અને રસોના સમૂહથી સર્વ વર્ણોને નવરાવ્યા. વસ્ત્ર, ધન, અને રત્નરૂપ પ્રવાહ સહિત, મૃદંગરૂપ અવાજવાળો, ગાયો ને ઘોડારૂપિ મગર તથા ઘુમરીઓવાળો, ગામના અગ્રહારરૂપ બેટવાળો. ધૃતરાષ્ટ્રરૂપ ચંદ્રથી ઉછળતો મણિ ને સુવર્ણરૂપ જળવાળો સમુદ્ર જગતને ખૂબ ભિંજવતો હતો. હે મહારાજ, આ રીતે તેણે પોતાથી અને ગાંધારીથી પુત્ર, પૌત્ર, તથા પિતૃનું દેહ પછી કરવાનું શ્રાદ્ધ આપ્યું. જ્યારે અનેકવાર દાનોને દેતા તે શ્રમવાળા થયા ત્યારે નરોના અધિપતિ ધૃતરાષ્ટ્રે દાન યજ્ઞ નિવૃત્ત (સમાપ્ત) કરયો. આ રીતે હે કુરૂકુળમાં થયેલા, તે રાજાએ નટ અને નાચનારાઓનાં નૃત્યવાળો, બહુ અન્ન તથા રસોનાં દાનવાળો દાનરૂપ મ્હોટો યજ્ઞ કરયો હતો. આ રીતે હે ભરત શ્રેષ્ઠ, દશ દિવસ દાનો આપિ અંબિકાના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર પુત્ર તથા પૌત્રોનાં ઋણ (કરજ) રહિત થયા.

दशाहमेवंदानानिदत्वाराजाम्बिकासुतः ।
बभूवपुत्रपौत्राणामनृणोभरतर्षभ ॥१८॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० दा० चतुर्दशोऽध्यायः॥१४।

---

**वैशंपायनउवाच**—ततःप्रभातेराजासधृतराष्ट्रोम्बिकासुतः।
आहूयपाण्डवान्वीरान्वनवासेकृतक्षणः ॥१॥

વૈશંપાયને કહ્યું—પછી પ્રભાતમાં અંબિકાના પુત્ર વનવાસ માટે જેણે ઉત્સવ કરેલો છે એવા બુદ્ધિમાન્ તે રાજા ધૃતરાષ્ટ્ર શૂરા પાંડવોને બોલાવી ગાંધારી સહિત વિધિ પ્રમાણે વખાણવા લાગ્યા અને કાર્તિક માસની પૂર્ણિમા તિથે વેદના પારને પામનારા બ્રાહ્મણો પાસે ઇષ્ટિ (યજ્ઞ) કરાવી અગ્નિહોત્રને આગળ કરી વલ્કલ તથા ચર્મથી યુક્ત સ્ત્રી જનોએ વિંટેલા રાજા તે ઘરથી બહાર નિકળ્યા. પછી જ્યારે વિચિત્રવીર્યના પુત્ર નૃપ ધૃતરાષ્ટ્ર પ્રયાણ કરવા લાગ્યા ત્યારે જે કૌરવ પાંડવોની સ્ત્રીઓ તથા બીજી કૌરવ રાજાના વંશની સ્ત્રીઓ હતી તેઓનો શબ્દ પ્રકટ થયો. તે પછી નરોના પતિ રાજા લાજથી (સાળથી) તથા વિચિત્ર પુષ્પોથી તે ઘરને પૂજી ધનોથી સેવક વર્ગનો સત્કાર કરી પછીથી સઘળું છોડી ચાલ્યા. તે વખતે કંપતા બે હાથ જોડનારા, આંસુઓથી યુક્ત કંઠવાળા યુધિષ્ઠિર સ્વર સહિત થાય તેમ ઉંચે પ્રકારે મ્હોટો શબ્દ કરી હે સારા તાત, 'ક્યાં જશો' એમ કહી ભૂમિ ઉપર પડ્યા, તેમ તીવ્ર દુઃખથી સંતાપ પામેલા વારંવાર નિઃશ્વાસ નાંખતા, ભરતકુળના નરોમાં ઉત્તમ એવા અર્જુન યુધિષ્ઠિર 'આમ કરો માં' એમ કહીને ઝાલી રાખી દીનની પેઠે ખેદ કરવા લાગ્યા અને ભીમસેન, અર્જુન, શૂર એવા માદ્રીના પુત્ર નકુલ, સહદેવ, વિદુર, સંજય, ગૌતમ (કૃપ) સહિત વૈશ્યાનો પુત્ર (યુયુત્સુ), ધૌમ્ય અને વિપ્રો આંસુથી યુક્તકંઠવાળા પાછળ ચાલ્યા. બાંધેલ નેત્રવાળાં ગાંધારીના હાથને ખભા ઉપર રાખતાં એવાં કુંતી અને ગાંધારીના ખભાના ભાગ ઉપર હાથ રાખી પ્રસિદ્ધ એવા રાજા ધૃતરાષ્ટ્ર ચાલ્યા. તેમ કૃષ્ણા એવાં દ્રૌપદી, સાત્વત કુળમાં થયેલાં ( સુભદ્રા ), બાળક છોકરાંવાળાં ઉત્તરા, કૌરવી ચિત્રાંગદા અને જે કોઈ બીજી સ્ત્રીઓ હતી તેઓ રાજા તથા વધૂઓ (સ્ત્રીઓ કે વહુઓ) સાથે પ્રયાણ કરવા લાગી. હે રાજન્, દુઃખથી કુરરીઓની પેઠે રૂદન કરનારી તે નારીયોનો ઉંચે સ્વરે નાદ થયો. તે પછી ચો તરફથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોની સ્ત્રીઓ આવી. તેના નિકળવાને વખતે હે રાજન્, પૂર્વે જુગટામાં કૌરવોની સભાથી પાંડવોના જવાથી જેમ નગરના જનોનો સમૂહ દુઃખી થયો હતો તેમ હે

રાજન્, હસ્તિનાપુરમાં પુરના લોકોનો વર્ગ દુઃખિત થયો. જે સ્ત્રીઓ ક્યારેય પણ સૂર્ય અને ચંદ્રમાને જોતી ન હતી તેઓ જ્યારે તે કૌરવોના પતિ નરોના પતિ ધૃતરાષ્ટ્ર, મહાવન પ્રત્યે જવા લાગ્યા ત્યારે શોકથી પીડા પામેલી રાજમાર્ગ પ્રત્યે પ્રાપ્ત થઈ (આવી).

यानापश्यंश्चन्द्रमसंनसूर्यंरामाःकदाचिदपितस्मिन्नरेन्द्रे ।
महावनंगच्छतिकौरवेन्द्रेशोकेनार्ताराजमार्गंप्रपेदुः ॥१३॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० धृ०पञ्चदशोऽध्यायः ॥१५॥

---

**वैशंपायनउवाच**—ततःप्रासादहर्म्येषुवसुधायांचपार्थिव ।
नारीणांचनराणांचनिःस्वनःसुमहानभूत् ॥१॥

વૈશંપાયને કહ્યું—હે પૃથ્વીના પતિ, પછી મેહેલની મેડીયોમાં અને પૃથ્વી ઉપર નારી અને નરોનો અતિ મ્હોટો શબ્દ થયો. બુદ્ધિમાન્ કંપતા બે હાથ જોડી ઉભેલા તે રાજા, નરનારીઓથી સંકુલ (ભરેલ) માર્ગ થકી કોઈ રીતે નિકળ્યા તથા તે હસ્તિનાપુરના વર્દ્ધમાન દરવાજાથી નિકળ્યા. વારંવાર તે જનોના સમુદાયને વિસર્જન કરવા લાગ્યા. રાજાની સાથે જેણે ઉત્સવ કરેલો છે એવા વિદુર, મુખ્ય સહાય સૂત એવા ગાવલ્ગણના પુત્ર સંજય વનમાં જવા તૈયાર થયા. પૃથ્વીપાલ ધૃતરાષ્ટ્રે મહારથિ યુયુત્સુ અને કૃપને યુધિષ્ઠિરને સોંપિ નિવૃત્ત કર્યા. જ્યારે નગરના લોકોનો સમુદાય નિવૃત્ત થયો ત્યારે ધૃતરાષ્ટ્રે આજ્ઞા કરેલા રાજા અંતઃપુર (જનાના) સહિત નિવૃત્ત થવા ઈચ્છા કરવા લાગ્યા અને તેણે તે ધૃતરાષ્ટ્રની પાછળ વનમાં જતાં તે કુંતી માતાને કહ્યું-હું રાજાની પાછળ જઈશ તમે પાછાંવળો. હે રાણિ, તપસ્વિના કર્મમાં જેણે નિશ્ચય કરેલો છે એવા આ ધર્માત્મા રાજા જાઓ, તમે વહુઓથી યુક્ત નગર જવા યોગ્ય છો. આ પ્રમાણે ધર્મરાજે કહેલાં આંસુઓથી વ્યાકુળ નેત્રવાળાં કુંતી તે વખતે ગાંધારીને ગ્રહણ કરી ચાલતાંજ થયાં. કુંતી બોલ્યાં—હે રાજન્, આ મારા તરફ અને તમારા તરફ પ્રીતિમાન્ છે માટે હે મહારાજ, ક્યારેય પણ સહદેવ ઉપર અપ્રસન્નતા કરશો માં. ત્યારે (પૂર્વે) યુદ્ધમાં દુષ્ટ બુદ્ધિથી શૂર કર્ણ પડયો પણ હવે સદા યુદ્ધમાં નહિ ભાગનારા કર્ણને સંભારજો. હે પુત્ર, જરૂર મંદ (મૂર્ખ) હું છું તેનું હૃદય લોઢાનું છે કે જે સૂર્યપુત્ર કર્ણને નહિ જોતાં સો કટકા થઈ ચીરાતું (ભેદાતું)

નથી. હે શત્રુને દમનાર, આ પ્રમાણે થઈ ગયું એમાં હવે મારાથી શું કરી શકાય (કંઈ નહિ), મારોજ આ અતિ દોષ છે. જે મેં સૂર્ય પુત્ર કર્ણને પ્રસિદ્ધ ન કરયો, તે નિમિત્ત (તેને માટે) હે શત્રુને મારનાર મહાભુજ, સદા ભાઇયોની સાથે સૂર્ય પુત્ર કર્ણનું પણ તમે ઉત્તમ દાન દેજો. હે શત્રુને કષ્ટ આપનાર, કુરૂના કુળને ધારનાર, તમારે નિત્ય દ્રૌપદીનાં પ્રિય કરવામાં રહેવું અને હે રાજન્, આજ (હાલ) કુળની ધોંસરી તમારા ઉપર પ્રાપ્ત થઈ છે માટે તમારે ભીમસેન, અર્જુન અને નકુળનું સમાધાન કરવું. સાસુ સસરાનાં ચરણોને સેવતી, મેલ ને કાદવવાળી તાપસી એવી હું ગાંધારી સહિત વનમાં વસિશ. વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે કહેલા ધર્માત્મા વશી (જીતેંદ્રિય) બુદ્ધિમાન્ એવા તે ભાઈયો સહિત ખેદ પામ્યા પણ કશું બોલ્યા નહિ. બે ઘડી વાર થાય તેમ વિચાર કરી ચિંતા શોકમાં પરાયણ દીન એવા ધર્મરાજ યુધિષ્ઠિર માતાને કહેવા લાગ્યા–શું! આ તમે નિશ્ચય કરયો? તમે આવું બોલવા યોગ્ય નથી, હું તમને આજ્ઞા આપતો નથી માટે કૃપા કરવા યોગ્ય છો. હે પ્રિય દર્શનવાળાં, તમે વિદુરનાં વચનોથી નગરથી જવા તૈયાર થયેલા અમોને પ્રથમ ઉત્સાહ પમાડી પછી અમોને તજવા યોગ્ય નથી. નરોમાં શ્રેષ્ઠ વસુદેવના પુત્ર કૃષ્ણથી ને તમારી બુદ્ધિ સાંભળી મેં પૃથ્વીપાલ રાજાઓને હણિ આ રાજ્ય મેળવ્યું. મેં તમારાથી જે સાંભળ્યું હતું તે આ બુદ્ધિ આજ તમારી ક્યાં છે? પ્રથમ ક્ષત્રિયના ધર્મની સ્થિતિ કહી હવે તેથી ખસવા ઇચ્છો છો. હે યશસ્વિનિ, અમને રાજ્યને તથા આ વહુઓને તજી દુઃખે જવાય એવાં વનોમાં કેમ! વસી શકશો? માટે આજે અમને પ્રસન્ન થાઓ. આ રીતે કુંતીપુત્ર યુધિષ્ઠિરની આ સુના ભાગવાળી વાણી સાંભળતાં તે કુંતી ચાલ્યાં અને આંસુ ભરેલ નેત્રવાળા ભીમસેને તેને આ કહ્યું–હે કુંતિ, જ્યારે પુત્રોએ જીતેલું આ રાજ્ય ભોગવવું યોગ્ય છે અને રાજધર્મો પામવા છે ત્યારે તમારી આ બુદ્ધિ કયાંથી થઈ? શું! પ્રથમ તમે અમારાથી પૃથ્વીનો ક્ષય કરાવ્યો ને હવે શા! કારણથી અમને તજી વન જવા ઇચ્છો છો? તમે બાળક એવા અમોને તથા શોક યુક્ત એવા આ બે માદ્રીના પુત્રોને વનથી કેમ આણ્યા, માટે હે યશસ્વિનિ માત, તમે આજ વનમાં જાઓ માં. ને હે માત, પ્રથમ બળથી મેળવેલી યુધિષ્ઠિરની લક્ષ્મીને ભોગવો. આ રીતે બહુ પ્રકારે ઘણું કહેનારા પુત્રોનું વચન ઝટ વનમાં વસવાના ભાવવાળાં, નિશ્ચયવાળાં તે કુંતીએ કબૂલ કર્યું નહિ. તે સમયે વનમાં વસવા જતાં સાસુની પાછળ ખેદ યુક્ત મુખવાળાં રોતાં દ્રૌપદી, સુભદ્રા સાથે

ચાલ્યાં આ રીતે વન જવા જેણે નિશ્ચય કરેલો છે એવાં મ્હોટી બુદ્ધિવાળાં રોતા એવા સર્વ પુત્રોને વારંવાર જોતાં તે ચાલતાંજ થયાં. તેમ દાસ અને અંતઃપુર સહિત પાંડવો પણ તે પાછળ ચાલ્યા. પછી આંસુ લુઈ તે કુંતી પુત્રો પ્રત્યે વચન બોલ્યાં.

अन्वयुःपाण्डवास्तांतुसभृत्यान्तःपुरास्तथा ।
ततःप्रमृज्यसाश्रूणिपुत्रान्वचनमब्रवीत् ॥३२॥
इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० कुं० षोडशोऽध्यायः॥१६॥

---

कुन्त्युवाच-एवमेतन्महाबाहोयथावदसिपाण्डव ।
कृतमुद्धर्षणंपूर्वंमयावःसीदतांनृपाः ॥१॥

કુંતી બોલ્યાં—હે મહાભુજ પાંડવ, તમે જેમ કહો છો એ એમજ છે. હે નૃપો, પૂર્વે મે ખેદ પામતા તમોને હર્ષ કરચો હતો. જુગટાથી તમારૂ રાજ્ય હર્યું, તમે સુખથી પણ પડ્યા અને જ્ઞાતિએ પરાભવ પામ્યા તેથી મેં તમને હર્ષ કરચો. હે પુરૂષોમાં શ્રેષ્ઠો, પાંડુની સંતતિ કેમ નાશ ન પામે અને તમારૂં યશ કેવી રીતે નાશ ન પામે એમ વિચારી મેં હર્ષ કરચો, તમે સઘળા ઈંદ્રના જેવા, દેવની તુલ્ય પરાક્રમવાળા છો, માટે શત્રુઓનાં મુખ જોનારા થઈ બેસો માં એ કારણથી મેં એમ કર્યું હતું. કેમ ધર્મ ધારિયોમાં શ્રેષ્ઠ, ઈંદ્રની ઉપમા અપાય એવા તમે ફરી વનમાં દુઃખી ન થાઓ એથી મેં હર્ષ ઉત્પન્ન કર્યો હતો. દશ હજાર હાથિની બરાબર બળવાળો, જેનું પરાક્રમ અને ઉદ્યોગ પ્રખ્યાત છે એવો આ ભીમ નાશ ન પામે એ સારૂ મેં ઉત્તમ હર્ષ કરચો હતો. તેમ ભીમસેનથી ન્હાનો ભાઈ ઈંદ્રની ઉપમા જેને છે એવો આ વિજયવાન્ અર્જુન ખેદ ન પામે એ કાજે મેં ઉત્તમ હર્ષ કરચો હતો. આ બે ગુરૂ પાસે અથવા ઉત્તમ રીતે વર્તનારા નકુળ, સહદેવ કેવી રીતે ! ભૂખથી દુઃખ ન પામે એમ જાણી મેં ઉત્તમ હર્ષ કરચો હતો, આ મ્હોટાં નેત્રવાળી મ્હોટી શ્યામા ( સુંદરી અથવા દ્રૌપદી ) સભાતલમાં વૃથા ક્લેશ પામેલી થાઓ માં એ કારણે મેં તે કર્યું હતું. હે ભીમ, જ્યારે તમારા જોતાં કેળની પેઠે કંપતાં, સ્રીના ધર્મવાળાં, દુઃખિત અંગવાળાં, જુગટામાં હારેલાં દ્રૌપદીને દુઃશાસન મૂર્ખતાથી ખેંચતો હતો ત્યારેજ મેં આ કુળ પરાભવ પામેલું જાણ્યું. તે સમયે મારા સસરા વગેરે કુરૂઓ બેઠેલા હતા, અને દૈવને તથા નાથને ઇચ્છતાં તે કુરરીના જેવો વિલાપ કરતાં

હતાં. હે નરોના પતિયો, જ્યારે પાપિ નાશ પામેલ બુદ્ધિવાળા દુઃશાસને આને કેશના અંબોડામાં સ્પર્શ કરચો ત્યારે હું મોહ પામી અને તમારૂં તેજ વધારવા કાજે મેં ત્યારે વિદુલાનાં વાક્યોથી ઉત્તમ હર્ષ કીધો હતો, એમ હે પુત્રો, તે સમજો. હે પુત્રો, કેમ આ રાજવંશ મારા ને પાંડુના પુત્રોને પામી નાશ ન પામે એમ જાણી તે કારણથી મેં ઉત્તમ હર્ષ કર્યો હતો. હે પૃથ્વીના ઇશ્વર, જેથી વંશ વિનાશ પામે છે તે ક્ષીણ થયેલ વંશવાળાના પુત્ર અથવા પૌત્રો પુણ્યરૂપ લોકોને પામતા નથી. હે પુત્રો, પૂર્વે મેં મારા પતિનું મ્હોટું રાજ્ય ફળ ભોગવેલું છે, મહા દાનો આપેલાંછે અને વિધિ પ્રમાણે સોમવલ્લીનો રસ પીધેલો છે, મેં પોતાના ફળ કાજે વસુદેવના પુત્ર કૃષ્ણને પ્રેરણા કરી ન હતી, પણ વિદુલાના તે બોલોથી તમારા પાળન સારૂ તે કર્યું હતું. હે પુત્રો, હું પુત્ર જીતેલાં રાજ્ય ફળને ઇચ્છતી નથી, પણ તપથી મળેલા પુણ્યરૂપ પતિના લોકોને ઇચ્છું છું માટે હે સમર્થ યુધિષ્ઠિર, વનવાસિ સાસુ સસરાની સેવા કરી તપવડે શરીરને શોષ પમાડિશ અને હે કુરૂ શ્રેષ્ઠ, તમે ભીમસેન વગેરેની સાથે પાછા વળો, તમે બુદ્ધિ ધર્મમાં ધારણ કરાઓ અને તમારૂં મન મ્હોટું થાઓ.

निवर्त्तस्वकुरुश्रेष्ठभीमसेनादिभिःसह ।
धर्मेतेधीयतांबुद्धिर्मनस्तुमहदस्तुच ॥२१॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० कुं० सप्तदशोऽध्यायः ॥१७॥

---

वैशंपायनउवाच–कुन्त्यास्तुवचनंश्रुत्वापाण्डवाराजसत्तम ।
व्रीडिताःसन्न्यवर्तन्तपाञ्चाल्यासहितानघाः ॥१॥

વૈશંપાયને કહ્યું—હે રાજાઓમાં શ્રેષ્ઠ, કુંતીનું વચન સાંભળી લજ્જા પામેલાં પંચાલ દેશમાં થયેલાં દ્રૌપદી સહિત, પાપ રહિત એવા પાંડવો પાછા વળ્યા. તે રીતે જતાં કુંતીને જોયા પછી રૂદન કરનારા અંતઃપુરના સર્વ જનોનો તે વખતે મ્હોટો શબ્દ થયો. તે સમયે રાજાને જમણી તરફ કરી પછી ચરણોમાં વંદન કરી પાંડવો તે કુંતીને તે પાછાં વાળ્યા વિનાજ પાછા વળ્યા, ત્યારે મહા તેજસ્વી અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર, ગાંધારીને તથા વિદુરને બોલાવી ગ્રહણ કરી બોલ્યા–યુધિષ્ઠિરની માતા દેવીને સારી રીતે પાછાંવાળો. યુધિષ્ઠિરે જે રીતે કહ્યું તે સઘળું સત્યજ છે, મ્હોટાં ફળવાળાં મ્હોટા આ પુત્રના અધિપતિપણાને તજી મૂઢની પેઠે પુત્રોને છોડી કોણ દુઃખે જવાય

એવા વનમાં જાય? રાજ્યમાં રહી એણે હાલ મ્હોટું તપ તપવા અને દાન વ્રત કરવા સમર્થ થવાય એમ છે માટે મારૂં વચન સાંભળો. હે ગાંધારિ વહુની સેવાથી હું પ્રસન્ન થયો છું, તેથી હે ધર્મને જાણનારાં, તમે આ (કુંતી)ને આજ્ઞા આપવા યોગ્ય છો. આ રીતે રાજા ધૃતરાષ્ટ્રે કહેલાં સુબલની પુત્રી ગાંધારી કુંતીને તે સઘળું રાજાનું વચન અને પોતાનાં વિશેષતાવાળું વાક્ય કહેવા લાગ્યાં પણ તે વખતે તે દેવી ગાંધારી જેણે વનમાં વસવા બુદ્ધિ કરેલી છે એવાં ધર્મમાં તત્પર સતી કુંતીને નિવૃત્ત કરવા શક્તિવાળાં થયાં નહિ. તે સમયે તેની તે સ્થિતિને તથા નિશ્ચયને જાણિ અને કુરૂશ્રેષ્ઠોને નિવૃત્ત થયેલા જોઈ કુરૂસ્ત્રીઓ અતિ રૂદન કરવા લાગી. આ રીતે જ્યારે કુંતીપુત્રો અને સઘળી વહુઓ પાછાં વળ્યાં ત્યારે મહા બુદ્ધિમાન્ રાજા ધૃતરાષ્ટ્ર વન તરફ ગયા. તે વખત અતિદીન અને દુઃખ શોકમાં તત્પર એવા તે સર્વ પાંડવો વાહનોવડે સ્ત્રીઓ સહિત પુર પ્રત્યે પેઠા. તે હસ્તિનાપુર નામે નગર સ્ત્રી વૃદ્ધ અને બાળકો સહિત હર્ષ રહિત, આનંદ રહિત, નાશ પામી ગયેલા ઉત્સવવાળું હોય તેમ થયું. કુંતીથી હીન એવા સર્વ પાંડવો શોક થવાથી ઉત્સાહ રહિત, મા રહિત કરેલા વત્સો (બાળકો કે વાછડા) જેવા અતિ દુઃખે પીડિત થયા. સમર્થ એવા ધૃતરાષ્ટ્ર તો તે દિવસે અતિ મ્હોટા રસ્તા પ્રત્યે જઈ પછી ભગીરથે ઉત્પન્ન કરેલી ગંગાને તીરે નિવાસ કરવા લાગ્યા અને તપોવનમાં ત્યાં ત્યાં વેદના પારને પામનારા બ્રહ્મદ્વિજોએ ન્યાય પ્રમાણે પ્રકટ કરેલા અગ્નિઓ શોભવા લાગ્યા. તે નરોના અધિપતિ, વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પણ પ્રકટ કરેલો છે અગ્નિ જેણે એવા થયા અને હે ભારત, તે સમયે તે રાજા અગ્નિની ઉપાસના કરી વિધિ પ્રમાણે અગ્નિ હોમિ સંધ્યાકાળને પામેલા, હજાર કિરણોવાળા સૂર્યની ઉપાસના કરવા લાગ્યા. પછી વિદુર અને સંજય એ બે કુરૂઓમાં શૂર એવા રાજાની અને તેની સમીપમાં ગાંધારીની દર્ભોવડે શય્યા (પથારી) કરવા લાગ્યા તથા ગાંધારીની સમીપમાં યુધિષ્ઠિરનાં માતા, સારાં વ્રતમાં રહેલાં કુંતી દર્ભ ઉપર સુખે બેઠાં. તેઓની નજીકમાં વિદુર વગેરે પણ બેઠા, તેમ ઉત્તમ ભાગો પ્રમાણે યજન કરાવનારા તથા જેઓ અનુસરનારા હતા તેઓ બેઠા અને જેમાં ઉત્તમ જાણનારા દ્વિજો મુખ્ય છે એવી પ્રકાશિત અગ્નિવાળી તે રાત્રિ બ્રહ્માની રાત જેવી તેઓની પ્રીતિને વધારનારી થઈ. પછી રાત્રિ ગઇ ત્યારે જેઓએ દિવસના પૂર્વ ભાગની ક્રિયા કરેલી છે એવા તેઓ સર્વ વિધિ પ્રમાણે અગ્નિ હોમિ ઉત્તર તરફ મુખવાળા જોતા અને

ઉપવાસમાં તત્પર થઈ ક્રમપ્રમાણે ચાલ્યા. પેહેલે દિવસે નગર અને દેશના જનોની સાથે શોક કરનારા, તેઓના શોક કરતાં તે નિવાસ (વસવુ) અતિ દુઃખવાળો થયો.

सतेषामतिदुःखोभून्निवासःप्रथमेहनि ।
शोचतांशोचमानानांपौरजानपदैर्जनैः ॥२९॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वाणि आ. अष्टदशोऽध्यायः॥१८॥

---

**वैशम्पायनउवाच**—ततोभागीरथीतीरेमेध्येपुण्यजनोचिते ।
निवासमकरोद्राजाविदुरस्यमतेस्थितः ॥१॥

વૈશંપાયને કહ્યું—પછી પુણ્યકારિજનોને યોગ્ય, પવિત્ર, ભગીરથે ઉત્પન્ન કરેલાં ગંગાને તીરે વિદુરના મતમાં રહેલા રાજા નિવાસ કરવા લાગ્યા. ત્યાં હે ભરતશ્રેષ્ઠ, વનમાં વસનારા ઘણા બ્રાહ્મણો, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના સમૂહો એને સેવવા લાગ્યા. આ રીતે તેઓએ વિંટેલા તે રાજાએ કથાઓથી શિષ્યો સહિત તેઓને ખુશ કરી વિધિ પ્રમાણે પૂજી જવા આજ્ઞા આપી. સાયાન્હ વખતે તે પૃથ્વીપાળ અને તે પછી યશસ્વિની એવાં ગાંધારી ગંગા સમીપ જઇ વિધિ પ્રમાણે શૌચ (પવિત્ર કર્મ) કરવા લાગ્યાં. હે ભારત, ત્યાં તેઓ તથા બીજા, સર્વ વિદુર વગેરે પુરૂષો જૂદાં જૂદાં તીર્થોમાં સ્નાન કરી, સર્વ ક્રિયા કરવા લાગ્યા. ત્યાર પછી હે રાજન, કુંતી ભોજનાં પુત્રી કુંતી કરેલું છે શૌચ જેણે એવા વૃદ્ધ સસરાને તથા ગાંધારીને ગંગાતીર પ્રત્યે લાવ્યાં. ત્યાં રાજાના યજન કરાવનારાઓએ વેદીનો વિસ્તાર કરયો, તેમાં સત્ય પ્રતિજ્ઞાવાળા તે નરપતિ (રાજા) અગ્નિને હોમવા લાગ્યા. પછી ભાગીરથી ગંગાના તીરથી નિશ્ચયવાળા, નિયમિત ઇંદ્રિયોવાળા તે વૃદ્ધ નરપતિ અનુચરો ( સેવકો ) સહિત કુરૂક્ષેત્ર પ્રત્યે ગયા. ત્યાં તે પૃથ્વીમા પતિ, બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર આશ્રમના સ્થાનમાં જઈ પછીથી બુદ્ધિમાન્, રાજઋષિ શતયૂપ પાસે આવ્યા. શત્રુને તપાવનાર તે રાજા કૈકય દેશોમાં મહાન્ હતો અને પોતાના પુત્રને મનુષ્યોના અધિપતિપણા ( રાજ્ય ) ઉપર રાખી વનમાં આવ્યો હતો તે સહિત આ રાજા વ્યાસના આશ્રમ પ્રત્યે ગયા. ત્યાં કુરૂકુળને ધારણ કરનાર રાજા વિધિ પ્રમાણે એને મળ્યા અને તે કૌરવ પુત્ર રાજા ત્યાં દીક્ષા પામિ તે સમયે તે શતયૂપના આશ્રમમાં નિવાસ કરવા લાગ્યા. તે વખતે હે મહારાજ, વ્યાસની આજ્ઞાથી મહા બુદ્ધિમાન્ રાજાએ તે

રાજાને સઘળો અરણ્યનો વિધિ કહ્યો. આ રીતે હે રાજન્, તે વખતે મોહોટાં મનવાળા ધૃતરાષ્ટ્ર પોતાને તથા તે અનુસરનારાઓને તપથી યુક્ત કરવા લાગ્યા. તેમજ હે મહારાજ, દેવી ગાંધારી કુંતીની સાથે સમાન વ્રતને આચરનારાં, વલ્કલ અને ચર્મને ધારણ કરવા લાગ્યાં. હે નૃપ, તે બે કર્મ, મન, વાણી તથા નેત્રે કરી ઈંદ્રિયોના સમૂહને નિયમમાં રાખી ઉત્તમ તપ કરવા લાગ્યાં. ત્યાં ત્વચા અને અસ્થિરૂપ થયેલા, અતિશુષ્ક જેનું માંસ છે એવા, જટા ને ચર્મને ધારનાર, વલ્કલ વસ્ત્રથી વિંટેલ અંગવાળા, જેનો મોહ નાશ પામેલો છે એવા તે પૃથ્વીપતિ મહર્ષિની પેઠે તીવ્ર તપ કરવા લાગ્યા. તે વખતે સંજય સહિત, ધર્મ, અર્થને જાણનાર, ઉત્તમ બુદ્ધિવાળા, જીતેલા મનવાળા, દુબળા અને વલ્કલ તથા ચીર વસ્ત્રોવાળા વિદુર પણ સ્ત્રી સહિત તે નરોના પતિને તથા ઘોર તપને સેવવા લાગ્યા.

क्षत्ताचधर्मार्थविदग्र्यबुद्धिःससञ्जयस्तंनृपतिंसदारम् ।
उपाचरद्घोरतपोजितात्मातदाकृशोवल्कलचीरवासाः ॥१८॥
इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ. श. एकोनविंशोऽध्यायः॥१९॥

---

**वैशम्पायनउवाच**—ततस्तत्रमुनिश्रेष्ठाराजानंद्रष्टुमभ्ययुः ।
नारदःपर्वतश्चैवदेवलश्चमहातपाः ॥१॥

વૈશંપાયને કહ્યું,—તે પછી ત્યાં રાજાને જોવા મુનિયોમાં શ્રેષ્ઠ એવા મહા તપસ્વિ નારદ, પર્વત, દેવલ શિષ્ય સહિત દ્વૈપાયન (વ્યાસ), સિદ્ધો, બીજા પંડિતો અને પરમ ધાર્મિક વૃદ્ધ એવા રાજઋષિ શતયૂપ આ સર્વ આવ્યા. તેઓની હે મહારાજ, કુંતી વિધિ પ્રમાણે પૂજા કરવા લાગ્યાં અને તેની સેવાથી તે તાપસો પણ પ્રસન્ન થયા. હે તાત, ત્યાં મહાત્મા જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રને ક્રીડા કરાવતા તે મ્હોટા ઋષિઓ ધર્મવાળી કથાઓ કરવા લાગ્યા. પછી કોઈ પણ કથાના મધ્યમાં સર્વને પ્રત્યક્ષ જોનારા દેવર્ષિ નારદ આ કથા કરવા લાગ્યા. નારદ બોલ્યા—ક્યાંયથી પણ જેને ભય નથી એવો કેકય દેશનો અધિપતિ શતયૂપનો પિતામહ શ્રીમાન્ સહસ્રચિત્ય એ રીતે કહેલો રાજા હતો, તે ધર્માત્મા નરપતિ સહસ્રચિત્ય પરમ ધર્મવાળા મ્હોટા પુત્ર વિષે રાજ્ય રાખી વન પ્રત્યે ગયો. તે મ્હોટી કાંતિવાળો પૃથ્વીનો અધિપતિ દીપ્ત તપના પારને પામી ઈંદ્રના સ્થાનને પામ્યો. હે રાજન્, મહેંદ્રના સ્થાનમાં જઈ એ તપથી જેનાં પાપ બળી ગયાં છે એવા તે રાજાને બહુવાર પ્ર-

થમ જોયેલો છે, તેમ ભગદત્તનો દાદો નરોને પાળનાર સૈલાલય રાજા તપના બળે કરી મહેંદ્રના સ્થાનમાં ગયેલો છે, તેમજ હે રાજન્, વજ્રધર ઈંદ્રની ઉપમા અપાય એવો પૃષધ્ર રાજા હતો, તે તપવડે અહિંથી સ્વર્ગ ઉપર ગયેલો છે. હે નૃપ, આ અરણ્યમાં માંધાતાનો પુત્ર પુરૂકુત્સ રાજા પણ મ્હોટી સિદ્ધિ પામ્યો હતો. જેની ભાર્યા નદીયોમાં ઉત્તમ એવી નર્મદા હતી. તે નરોને પાળનાર ( રાજા ) આ અરણ્યમાં તપ તપી સ્વર્ગમાં ગયેલો છે. હે રાજન્, પરમ ધાર્મિક શશલોમા રાજા હતો તે આ વનમાં સારૂં તપ કરી પછીથી સ્વર્ગને પામ્યો છે. હે રાજન્, તમે પણ આ તપોવનને પામી દ્વૈપાયન (વ્યાસ)ની પ્રસન્નતાથી દુઃખે પમાય એવી ઉત્તમ ગતિ પામશો. હે રાજાઓમાં શ્રેષ્ઠ, લક્ષ્મીવડે યુક્ત ગાંધારીસહિત તમે પણ તપના અંતમાં તે મહાત્માઓની ગતિને પામશો. હે મહારાજ, બળિરાજાને હણનાર ઈંદ્રની સમીપ રહેલા પાંડુ નિત્ય તમને યાદ કરે છે. તે તમને સદા શ્રેયથી યુક્ત કરશે. આ યશવાળાં તમારાં વહુ યુધિષ્ઠિરની માતા કુંતી, તમારી તથા ગાંધારીની સેવાથી સ્વામિના સમાન લોકપણાને પામશે; કેમકે તે સનાતન ધર્મ છે. હે નૃપ, અમે દિવ્ય નેત્રથી એ જોઇએ છીયે. વિદુર મહાત્મા યુધિષ્ઠિર પ્રત્યે પ્રવેશ કરશે અને તેના ધ્યાનથી સંજય અહિંથી સ્વર્ગને પામશે. વૈશંપાયને કહ્યું—આ સાંભળી મહાત્મા કૌરવોના પતિ, સ્ત્રી સહિત પ્રીતિમાન્ થયા અને વિદ્વાન્ એવા તે નારદનાં વાક્યને વખાણી તે નારદની અતુલ (ઘણી) પૂજા કરવા લાગ્યા. હે રાજન્, પછી સર્વ વિપ્રોના સમૂહો નારદને અતિ પૂજવા લાગ્યા અને તે સમયે રાજા ધૃતરાષ્ટ્રની પ્રીતિવડે વારંવાર અતિ હર્ષ પામ્યા. વૈશંપાયને કહ્યું—શ્રેષ્ઠ દ્વિજો, નારદનાં તે વાક્યને વખાણ કરવા લાગ્યા અને રાજઋષિ શતયૂપ નારદ પ્રત્યે વાક્ય બોલ્યા—અહો! મ્હોટી કાંતિવાળા ભગવાન્ એવા આપે કુરૂરાજ ધૃતરાષ્ટ્રની, આ સર્વ જનની તથા મારી શ્રદ્ધા વધારી. હે લોક પૂજીત દેવઋષિ, નૃપતિ ધૃતરાષ્ટ્ર પ્રત્યે કશી પણ બોલવાની ઈચ્છા છે? તે મારા કહેવાથી સાંભળો. હે વિપ્રર્ષિ, નરોની જે જૂદા જૂદા પ્રકારની ગતિ છે, તેને સર્વ વૃત્તાંતનાં તત્વને જાણનાર દિવ્ય ચક્ષુથી યુક્ત તમે જુઓ છો. હે મહા મુનિ, તમે નરપતિ રાજાઓનું મહેંદ્રની સમાન લોકપણું કહ્યું પણ આ નરોનાપતિ રાજાના જે લોકો છે તે ન કહ્યા. માટે હે સમર્થ, આ નરોનાપતિ રાજાના સ્થાનને પણ હું તમારાથી સાંભળવા ઈચ્છું છું. માટે તે કેવું! અને ક્યારે મળે છે તે સત્યતાથી મને કહો. આ રીતે તેણે કહેલા દિવ્ય દષ્ટિવાળા મહા તપસ્વી નારદ સભાના

મધ્યમાં સર્વનાં મનોને અનુસરનારૂં વાક્ય બોલ્યા. નારદ કહેવા લાગ્યા–હે રાજઋષિ, હું પોતાની ઈચ્છાથી ઈંદ્રની સભામાં જઈ ઈંદ્રાણીના પતિ ઈંદ્રને જોવા લાગ્યો. ત્યાં મેં નરોના અધિપતિ પાંડુને પણ જોયા. ત્યાં હે નૃપ, ધૃતરાષ્ટ્રનાં આ દુઃખે કરાય એવાં તપની આ વાત થતી હતી જે આ રાજા તપ કરે છે ત્યાં મેં પોતાના ઈંદ્રના કહેવાથી આ સાંભળ્યું કે આ રાજાનાં આયુષ્યનાં હવે પછી બાકી ત્રણ વર્ષો છે, પછી કુબેરે સત્કાર કરેલા ગાંધારી સહિત આ નરોના પતિ ધૃતરાષ્ટ્ર કુબેરના સ્થાનમાં જશે. અને તપવડે જેનું પાપ બળેલું છે એવા મહા ભાગ્યવાન્, દિવ્ય આભરણોથી શોભિત ઋષિપુત્ર સ્વચ્છંદપણાથી ઈચ્છા પ્રમાણે ચાલનારા વિમાનમાં બેસી દેવ, ગંધર્વ અને રાક્ષસોના લોકોમાં ફરશે. આ રીતે ધર્માત્મા તમે મને જે પૂછો છો તે આ દેવોથી છાનું એવું મ્હોટું વૃત્તાંત મેં તમને કહ્યું; કારણ કે તમે તપથી બળી-ગયેલા પાપોવાળા અને શાસ્ત્રરૂપ ધનવાળા છો. વૈશંપાયને કહ્યું–આ રીતે તે દેવઋષિનું તે મધુર વચન સાંભળી સર્વ સારાં મનવાળા જનો અને તે પૃ-થ્વીપતિ (રાજા) પ્રસન્ન થયા. આ પ્રમાણે કથાઓથી ધૃતરાષ્ટ્રની પાસે બેસી સિદ્ધની ગતિ પ્રત્યે રહેલા તેઓ પંડિતો ઈચ્છા પ્રમાણે ગયા.

एवंकथाभिरन्वास्यधृतराष्ट्रंमनीषिणः ।
विप्रजग्मुर्यथाकामंतेसिद्धगतिमास्थिताः ॥३८॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० ना० विंशोऽध्यायः॥२०॥

---

वैशम्पायनउवाच-वनंगतेकौरवेन्द्रेदुःखशोकसमन्विताः ।
बभूवुःपाण्डवाराजन्मातृशोकेनचान्विताः ॥१॥

વૈશંપાયને કહ્યું–હે રાજન્, જ્યારે કૌરવોના પતિ ધૃતરાષ્ટ્ર વન પ્રત્યે ગયા ત્યારે પાંડવો દુઃખ ને શોકવાળા તથા માતાના શોકથી યુક્ત થયા, તેમ સઘળો નગરનો લોક જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રનો શોક કરતો બેઠો. ત્યાં બ્રાહ્મણો નરપતિ રાજાના વિષયની કથા કરતા બેઠા. તે વૃદ્ધ રાજા જન રહિત વનમાં કેમ! વસિ શકશે? મહા ભાગ્યવાળાં ગાંધારી અને પૃથા એવાં તે કુંતી કેવી રીતે રહી શકશે? બુદ્ધિરૂપ નેત્રવાળા જેના પુત્રો નાશ પામ્યા છે એવા સુખને યોગ્ય તે રાજઋષિ તે મ્હોટાં વનને પામી અસુખી અને કંઈ અવસ્થાવાળા થયા હશે. જે કુંતીએ રાજ્યની લક્ષ્મીને તજી વનને પસંદ કર્યું તે, પુત્રોને નહિ જોનારાં કુંતીએ અતિ દુઃખે કરાય એવું કર્મ

કર્યું છે. ભાઈ ધૃતરાષ્ટ્રની સેવાને ઇચ્છનાર આત્મજ્ઞાની વિદુર અને બુદ્ધિમાન્, સ્વામિના શરીરને પાળનાર ગાવલ્ગણનો પુત્ર તે સંજય શું અવસ્થાવાન્ હશે? આ રીતે ચિંતા તથા શોકે ઘાયલ કરેલા કુમારથી માંડી સઘળા નગરના જનો પરસ્પર મળી ત્યાં ત્યાં વાતો કરતા હતા. વૃદ્ધ માતાનો શોક કરતા અતિ શોકને આધીન થયેલા તે સર્વ પાંડવો નગરમાં અતિ ઘણો વખત રહ્યા નહિ, તેમજ જેના પુત્રને હણ્યો છે એવા જનોના અધિપતિ વૃદ્ધ પિતાને, મહાભાગ એવાં ગાંધારીને અને મ્હોટી બુદ્ધિવાળા વિદુરને આ રીતે તેઓને તે સમયે સંભારતા એ પાંડવોની નહિ રાજ્યમાં, નહિ નારીયોમાં અને નહિ વેદોના અધ્યયનોમાં પ્રીતિ થતી. નરોના અધિપતિ ધૃતરાષ્ટ્રને સંભારતા તથા તે ઘોર જ્ઞાતિના વધને વારંવાર યાદ કરતા તેઓ અતિ વૈરાગ્ય પામ્યા. હે મહાભુજ, યુદ્ધના મોખરામાં થયેલા બાળક અભિમન્યુના સંગ્રામમાં નહિ ભાગનારા કર્ણના તેમ દ્રૌપદીના પુત્રોના અને બીજા સ્નેહિયોના પણ વધને સંભારી તે શૂરાઓ અતિ પ્રસન્ન મનવાળા થતા ન હતા. હે ભારત, પૃથ્વીને નાશ પામી ગયેલી ઉત્તમ વીરવાળી તથા હરેલાં રત્નોવાળી સદા યાદ કરતા તેઓ શાંતિ પામતા ન હતા. જેના પુત્રોને હણ્યા છે એવાં દ્રૌપદી અને સારા ભાવવાળાં સુભદ્રા આ બે પટરાણી ત્યારે હર્ષ રહિતની પેઠે અતિ પ્રીતિવાળી નહિ રહેતી તે, તમારા પૂર્વ પિતામહ પાંડવો વિરાટની પુત્રી (ઉત્તરા)ના પુત્ર અને તમારા પિતા પરિક્ષિતને જોઈ પ્રાણ ધારણ કરતા હતા.

वैराट्यास्तनयंदृष्ट्वापितरंतेपारिक्षितम् ।
धारयन्तिस्मतेप्राणांस्तवपूर्वपितामहाः ॥१६॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ. एकविंशतितमोऽध्यायः ॥२१॥

---

वैशम्पायनउवाच–एवंतेपुरुषव्याघ्राःपाण्डवामातृनन्दनाः ।
स्मरन्तोमातरंवीराबभूवुर्भृशदुःखिताः ॥१॥

વૈશંપાયને કહ્યું—આ રીતે માતાને સંભારતા માતાને આનંદ પમાડનારા, પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તે શૂર પાંડવો અતિ દુઃખિ થયા. જેઓ પૂર્વે નિત્ય રાજ કાર્યોમાં અતિ આસક્ત હતા તેઓ સર્વ નગરમાં તે વખતે રાજ કાર્યો કરતા ન હતા. શોકે ભરેલા હોય તેમ કશું પણ વખાણતા નહિ અને બોલાવાતા એવા પણ તેઓ કશું પણ માનતા નહિ, ગંભીરતામાં સા-

ગરની ઉપમાવાળા દુઃખે પરાભવ પમાડાય એવા તે શૂરાઓ શોકથી નાશ પામેલા વિજ્ઞાનવાળા તથા સંજ્ઞા (ભાન) રહિત હોય તેવા થયા. તે સમયે તે પાંડવો અતિ દુબળાં એવાં કુંતી કેવી રીતે! વૃદ્ધ બે મનુષ્યને ધારણ કરતાં હશે એમ જન્મ આપનારી માતાનો વિચાર કરતા હતા. ક્રૂર જીવોએ સેવેલાં વનમાં જેના પુત્રોને હણેલા છે એવા આશ્રયથી રહિત તે પૃથ્વીપાળ ધૃતરાષ્ટ્ર સ્ત્રી સાથે એકલા કેમ વસિ શકશે? જનો રહિત વનમાં તે મહા ભાગ્યવાળાં, જેના બંધુઓ નાશ પામેલા છે એવાં પટરાણી ગાંધારી અંધ વૃદ્ધ પતિને કેમ! અનુસરી શકતાં હશે? આ પ્રમાણે તે વખતે કહેતાં તેઓનું જવામાં ઉત્સુકપણું થયું અને જવામાં ધૃતરાષ્ટ્રને જોવાની ઇચ્છાથી બુદ્ધિ થઈ તથા સહદેવે તો રાજાને પ્રણામ કરી આ કહ્યું–અહો! મેં તમારૂં હૃદય જવા પ્રત્યે હોંશવાળું જોયું. હે રાજેંદ્ર, હું તમને મોટાઇથી સ્પષ્ટ જવા માટે કહી શકતો નહિ પણ તે આ સમીપ આવ્યું. બહુ સારૂ થયું, હું દર્ભ કાંસડાઓથી દુઃખિ થયેલાં જટાવાળાં, તાપસી, તપવાળાં, વર્ત્તતાં, વૃદ્ધ એવાં તે કુંતીને જોઇશ. ક્યારે હું મેહેલની મેડીયો ઉપર વધેલાં અત્યંત સુખને ભોગવનારાં, થાકેલાં, અતિ દુઃખ પામેલાં તે માતાને દેખિશ. હે ભરત શ્રેષ્ઠ, જ્યાં રાજપુત્રી કુંતી વનમાં અસુખવાળાં વસે છે માટે નિશ્ચય છે કે મરણના ધર્મવાળા જનોની ગતિયો નિત્ય રહેનાર નથી. આવું સહદેવનું કહેવું સાંભળી સ્ત્રીઓમાં ઉત્તમ એવાં પટરાણી દ્રૌપદી રાજાને માન આપી પ્રસન્ન કરી બોલ્યાં–હે જનોના અધિપતિ, જો તે કુંતી જીવે છે તો હું તે દેવીને ક્યારે દેખીશ. જીવતી હું છું તેને હાલ પ્રીતિ થશે. હે રાજેંદ્ર, જે તમે હાલ અમને શ્રેયથી જોડશો એ તમારી બુદ્ધિ નિત્ય રહો અને તમારૂં મન ધર્મમાં રમો. હે રાજન, તમે આ સ્ત્રી જનને આગલા પગે ઉભો રહેલો અને કુંતી ગાંધારી તથા સસરાનાં દર્શનને ઈચ્છનાર જાણો. આવી રીતે હે ભરત શ્રેષ્ઠ, દેવી ( પટરાણી ) દ્રૌપદીએ કહેલા તે નરોનાપતિ (રાજા) સર્વ સેના પતિયોને લાવી આ બોલ્યા–હું વનમાં રહેલા પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્રને જોનાર છું માટે ઘણા રથ અને હસ્તિયોવાળી મારી સેના કાઢો. વળી રાજાએ સ્ત્રીઓના અધ્યક્ષોને કહ્યું કે મારાં સર્વ જૂદાં જૂદાં વાહનો સજ્જ કરો. હજારો પાલખીઓ તૈયાર કરો, ગાડાંઓ, ગાડીઓ, ખજાનો, કારીગરો, અને ખજાનાના રક્ષકો કુરૂક્ષેત્રના આશ્રમ તરફ જાઓ. જે કોઈ, નગરનો જન પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્રને જોવા ઇચ્છતો હોય તે બંધન રહિત, સારી રીતે સાચવેલો, અને સારી રીતે ધારણ કરેલો જાઓ. મારા રસોઈયા, અથાંણાં કરનારા-

ઓ, સત્રળું, રસોડું જૂદાં જૂદાં પ્રકારનું ભક્ષણ અને ભોજન ગાડાંઓમાં ધારણ કરો. ઘણો વખત કરોમાં, આવતી કાલે પ્રયાણ થશે એમ જાહેર કરો ( બૂમ પડાવો ) અને માર્ગમાં પણ આજ જૂદાં જૂદાં પ્રકારનાં મકાનો ( તંબુઓ ) કરાવો, આ પ્રમાણે આજ્ઞા કરી. હે રાજન્, સ્ત્રી સહિત વૃદ્ધો જેની આગળ જનાર છે એવા તે રાજા પાંડવ ભાઇયો સાથે બીજે દિવસ થયો ત્યારે નિકળ્યા. તે નરોનાપતિ જનોના સમુદાયને પાળતા એવા યુધિષ્ઠિર નગરની બહાર પાંચજ દિવસો રહ્યા પછી વન પ્રત્યે ગયા.

सत्राहिर्दिवसानेवजनौघंपरिपालयन् ।
न्यवसन्नृपतिःपञ्चततोऽगच्छद्वनंप्रति ॥२६॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वाणि आ. यु.द्वाविंशोऽध्यायः ॥२२॥

---

**वैशंपायनउवाच**-आज्ञापयामासततःसेनांभरतसत्तमः ।
अर्जुनप्रमुखैर्गुप्तांलोकपालोपमैर्नरैः ॥१॥

વૈશંપાયને કહ્યું—પછી ભરતકુળમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિરે અર્જુન જેઓમાં મુખ્ય છે એવા લોકપાળની ઉપમા અપાય તેવા નરોએ સેનાને સાચવવા આજ્ઞા કરી. પછી ત્યાં પ્રીતિથી 'સજ્જ થાઓ 'સજ્જ થાઓ' એવો અને બૂમ પાડતા ઘોડેસ્વારોનો 'જોડો જોડો' એવો મહાન્ શબ્દ થયો. કેટલહક નરો વાહનોથી, કેટલાક મ્હોટા વેગવાળા ઘોડાઓથી અને કૈક બળતા અગ્નિની ઉપમાવાળા સુવર્ણના રથોથી ચાલ્યા. હે નરાધિપ, કૈક મ્હોટા હસ્તિયોથી, કેટલાકો ઉંટોથી અને બીજા, નખ અને પ્રાસોથી લડનારા પગપાળા ચાલ્યા. કુરૂરાજ ધૃતરાષ્ટ્રને જોવા ઇચ્છનારા, નગર તથા દેશના લોકો બહુ પ્રકારનાં વાહનો ઉપર બેસી જવા લાગ્યા. રાજાના કહેવાથી તે સેનાપતિ, આચાર્ય, ગૌતમીના પુત્ર કૃપ પણ સેનાને લઇ આશ્રમ પ્રત્યે પ્રયાણ કરવા લાગ્યા. ત્યાર પછી દ્વિજોએ વિંટેલા, ઘણા સૂત, માગધ અને બંદિજનોએ સ્તુતિ કરેલા મસ્તકઉપર ધારણ કરેલાં, ધોળાં છત્રથી યુક્ત કુરૂકુળને ધારણ કરનાર કુરૂરાજ યુધિષ્ઠિર મ્હોટાં રથનાં સૈન્ય સાથે નિકળ્યા. ભયંકર કર્મવાળા, પવનના પુત્ર ભીમસેન ન ખસનારા પર્વતો જેવા અને સજ્જ એવા યંત્ર અને હથિયારોથી યુક્ત હસ્તિયોસાથે પ્રસ્થાન કરવા લાગ્યા. તેમ શીઘ્ર જનારા, સારી રીતે વિંટેલા, બાંધેલ કવચ અને ધ્વજવાળા, ઘોડા ઉપર બેઠેલા માદ્રીના પુત્રો પણ જવા લાગ્યા તથા ઇંદ્રિયોને જીતનાર મહા તેજ-

શ્રી અર્જુન જોડેલા ધોળા ઘોડાઓવાળા સૂર્યના સરખા તેજ વાળા દિવ્ય રથમાં બેસી નરપતિ રાજાની પાછળ ચાલ્યા. ઘણાં ધનને દેતા એવા પાલખીયોથી યુક્ત સ્ત્રીઓના અધ્યક્ષો (નાજરો) એ રક્ષણ કરેલા દ્રૌપદી વગેરે સ્ત્રીઓના સમૂહો પ્રયાણ કરવા લાગ્યા. તે વખતે હે ભરત શ્રેષ્ઠ, તે પાંડવોનું સૈન્ય સમૃદ્ધિ યુક્ત રથ, હાથિ, ઘોડા અને વેણુ તથા વીણાના શબ્દથી શોભતું હતું. આ રીતે હે નૃપતે, શ્રેષ્ઠ કુરૂઓ રમણીય નદીયોનાં તીરો અને સરોવરો પાસે વાસો કરી ક્રમથી ચાલ્યા. યુધિષ્ઠિરના કહ્યાથી મહા તેજસ્વી યુયુત્સુ અને પુરોહિત (ગોર) ધૌમ્ય નગરનું રક્ષણ કરવા લાગ્યા. પછી રાજા યુધિષ્ઠિર કુરૂક્ષેત્ર પ્રત્યે ઉતર્યા અને ક્રમે કરી અતિ પવિત્ર કરનારી યમુના નદીને તરીને તે બુદ્ધિમાન્ રાજઋષિ શતયૂપના તથા કૌરવ ધૃતરાષ્ટ્રના આશ્રમને દૂરથી જોવા લાગ્યા. તે પછી હે ભરત શ્રેષ્ઠ, અતિ હર્ષ પામેલો સઘળો લોક અતિ મ્હોટા શબ્દોવડે વનને પૂર્ણ કરી (ગજાવી) તે પ્રત્યે પેઠો.

ततःप्रमुदितःसर्वोजनस्तद्वनमञ्जसा ।

विवेशासुमहानादैरापूर्यभरतर्षभ ॥१८॥

इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ. धृ. त्रयोविंशोऽध्यायः॥२३॥

---

वैशंपायनउवाच—ततस्तेपाण्डवादूराद्वतीर्यपदातयः ।

अभिजग्मुर्नरपतेराश्रमंविनयानताः ॥१॥

વૈશંપાયને કહ્યું—પછી દૂરથી વાહનો ઉપરથી ઉતરી પગપાળા તે પાંડવો વિનયથી નમ્ર થઈ નરૂપતિ (રાજા)ના આશ્રમ પ્રત્યે ગયા. તે સમયે જે સઘળો યોદ્ધાજન હતો તે, જે દેશના નિવાસિઓ હતા તેઓ તથા કુરૂના મુખ્યોની સ્ત્રીઓ પગથીજ ચાલવા લાગી. પછી તે તે પાંડવો શૂન્ય મૃગોના સમૂહોથી વિંટેલા કેળોનાં વનોથી શોભિતા ધૃતરાષ્ટ્રના આશ્રમ પ્રત્યે ગયા. તે વખતે ત્યાં આવેલા પાંડવોને જોવા આશ્ચર્યવાળા નિયમિત વ્રતવાળા તાપસો આવ્યા. તે સમયે આંસુઓએ ભીંજેલા યુધિષ્ઠિર તેઓને આવુ પૂછવા લાગ્યા કે કૌરવ વંશને ધારણ કરનાર અમારા જ્યેષ્ઠ (મોટા) પિતા છે અને એ કયાં ગયા છે? આ સાંભળીને તેઓ તેને આવું વચન કહેવા લાગ્યા—હે પ્રભુ, યમુનામાં ન્હાવા તથા પુષ્પો અને જળના ઘડાને અર્થે ગયા છે. આ સાંભળ્યા પછી તેઓએ કહેલે રસ્તે પગપાળા તેઓ ઝટ ચાલ્યા, અને સમીપમાં તે સર્વને જોવા લાગ્યા. પછી પિતાના દર્શનને ઇચ્છનારા તેઓ

ત્વરા સહિત ચાલ્યા, અને સહદેવતો જ્યાં કુંતી હતાં, ત્યાં વેગથી દોડ્યા. માતાના ચરણોનો સ્પર્શ કરી બુદ્ધિમાન્ તે મ્હોટા સ્વરથી રૂદન કરવા લાગ્યા. આથી આંસુઓથી ભરેલ મુખવાળાં તે (કુંતી) પ્રિય પુત્રને જોવા લાગ્યાં. બે હાથથી પુત્રને મળી ઉંચો કરી ગાંધારીને સહદેવને સમીપ આવેલ કહ્યો. પછી કુંતી ઉતાવળાં રાજા યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, અને નકુળને જોઈ સમીપ ગયાં. તે નાશ પામેલા પુત્રવાળાં તે બે સ્ત્રી પુરૂષોની આગળ જતાં તે બેને દોરતાં હતાં, તેને જોઈ તેઓ પૃથ્વી ઉપર પડ્યા, તેઓને સ્વરના યોગથી અને સ્પર્શથી ઓળખી ધારણાયુક્ત બુદ્ધિવાળા, સમર્થ, મ્હોટા મનવાળા રાજા ધૃતરાષ્ટ્ર આશ્વાસના કરવા લાગ્યા, પછી તે મહાત્માઓ આંસુઓને તજી ગાંધારી સહિત રાજાને તથા માતાને વિધિ પ્રમાણે મળ્યા અને તે વખતે તેઓ પોતે પાંડવો જળના કળસીઆઓને ગ્રહણ કરવા લાગ્યા. માતા કુંતીએ ફરીને પ્રાપ્ત થયેલ સંજ્ઞાવાળા તે પાંડવોની આશ્વાસના કરી. તે સમયે નરોમાં ઉત્તમ એવા પાંડવો વગેરે પુરૂષોની સ્ત્રીઓ તે જનાનખાનાનો લોક અને નગર તથા દેશના જનો તે જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રને જોવા લાગ્યાં. તે વખતે નરોના અધિપતિ યુધિષ્ઠિર જનને તેનાં નામ તથા ગોત્રથી નિવેદન કરવા લાગ્યા અને તે એમનો સત્કાર કરવા લાગ્યા. તે જનોએ વિંટેલા હર્ષનાં આંસુઓથી મેલાં થયેલ નેત્રવાળા તે રાજા ધૃતરાષ્ટ્ર પ્રથમની પેઠે પોતાને ઘરમાં રહેલા માનવા લાગ્યા. દ્રૌપદી વગેરે સ્ત્રીઓએ વંદન કરેલા તે બુદ્ધિમાન્ પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને કુંતી સાથે પ્રસન્ન થયા. તે પછી તારાઓના સમૂહોએ વ્યાપેલા આકાશ પ્રત્યે આવે તેમ સિદ્ધ ને ચારણોએ સેવેલા જોવાને ઇચ્છનારા જનોએ વ્યાપ્ત થયેલા આશ્રમ પ્રત્યે આવ્યા.

ततश्चाश्रममागच्छत्सिद्धचारणसेवितम् ।
दिदृक्षुभिःसमाकीर्णंनभस्तारागणैरिव ॥ २७ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० यु० चतुर्विंशोऽध्यायः ॥२४॥

---

वैशम्पायनउवाच–सतैःसहनरव्याघ्रैर्भ्रातृभिर्भरतर्षभ ।
राजारुचिरपद्माक्षैरासाञ्चक्रेतदाश्रमे ॥१॥

વૈશંપાયને કહ્યું—હે ભરતશ્રેષ્ઠ, તે રાજા તે આશ્રમમાં નરોમાં શ્રેષ્ઠ સુંદર કમળની તુલ્ય નેત્રવાળા તે ભાઈયો સાથે અને જૂદા જૂદા દેશોથી આ-

વેલા મ્હોટા ભાગ્યવાળા તાપસો સાથે બેઠા. તેઓ (તાપસો) વિશાળ છાતીવાળા કુરૂપતિના પુત્ર પાંડવોને જોવા બોલ્યા કે અમે આમાં યુધિષ્ઠિર કેટલામાં છે? ભીમ, અર્જુન, બે એવા નકુલ, સહદેવ અને યશસ્વિની દ્રૌપદી કેટલામાં છે એ જાણવા ઇચ્છીયે છીયે. આ સાંભળ્યું ત્યારે સૂત સંજય તેઓને દ્રૌપદી, સર્વ બીજી કુરૂસ્ત્રીઓ અને તે સર્વ પાંડવોને નામથી કહેવા લાગ્યો. સંજયે કહ્યું—જે આ સુવર્ણના સરખા શુદ્ધ, ગૌર, પાતળા, મ્હોટા સિંહની પેઠે અતિ વધેલા, અતિ ચંડનાસિકાવાળા, પ્હોળાં ને લાંબાં નેત્રવાળા, રાતાં ને વિસ્તાર યુક્ત ચક્ષુવાળા છે એ કુરૂઓના રાજા છે. આ મત્ત હસ્તિયોના પતિની પેઠે ચાલનાર, અતિ તપેલ સુવર્ણની તુલ્ય શુદ્ધ, ગૌર, પ્હોળા અને લાંબા ખભાવાળા તથા પ્હોળા ને લાંબા ભુજવાળા ભીમસેન છે એને જુઓ. ફરીને જુઓ એને પડખે જે આ મ્હોટા ધનુર્ધારી, શ્યામ (સુંદર અથવા કાળા), યુવાન, હસ્તિયોના ટોળાના પતિના સરખી કાંતિવાળા, સિંહના સરખા ઉંચા ખભાવાળા, હાથીની ગતિની પેઠે જનારા, અને કમળની તુલ્ય વિસ્તાર યુક્ત નેત્રવાળા છે એ શૂર અર્જુન છે. કુંતીની સમીપમાં પુરૂષો વિષે ઉત્તમ, વિષ્ણું અને મહેંદ્રના જેવા જે આ બે છે તથા સઘળા મનુષ્ય લોકમાં જેઓના રૂપમાં બીજો તુલ્ય નથી, જેઓના બળમાં બીજો સરખો નથી અને જેઓના સ્વભાવ અથવા સદાચરણમાં બીજો બરોબર નથી તે નકુળ ને સહદેવ છે. આ કમળ પત્ર સરખાં વિસ્તાર યુક્તનેત્રવાળાં, કંઈક મધ્ય વયને (યૌવનને) સ્પર્શ કરતાં નીલકમળની તુલ્ય કાંતિવાળાં, સુરોની દેવતા હોય તેમ અને મૂર્તિવાળી લક્ષ્મી હોય તેમ રહેલાં શ્યામ એવાં દ્રૌપદી છે. આના પડખામાં સુવર્ણની તુલ્ય ઉત્તમ કાંતિવાળાં, જેમ શરીરવાળી ચંદ્રની કાંતિ હોય તેમ જે આ મધ્યમાં રહેલાં છે તે હે શ્રેષ્ઠ દ્વિજો, નિરૂપમ, ચક્રરૂપ આયુધવાળા તે કૃષ્ણનાં બેન છે. આ સુવર્ણના સરખાં શુદ્ધ, ધોળાં, નાગરાજની કન્યા (ઉલૂપી) છે તે તથા સમાન વર્ણ (જાતિ)વાળાં ભિંજેલા મધુક પુષ્પોથી યુક્ત જે આ નરપતિ (રાજા)ની કન્યા ચિત્રાંગદા છે તે કુંતીપુત્ર અર્જુનની ભાર્યા છે. જે નરપતિ (રાજા) સદા કૃષ્ણની સાથે સ્પર્ધા કરતો તે રાજાઓના સેનાપતિ શલ્યની બેહેન જે આ વધેલ નીલકમળની માળા સરખા વર્ણની છે એ ભીમસેનની મુખ્ય સ્ત્રી છે. આ જરાસિંધ એ રીતે પ્રસિદ્ધ મગધ દેશના અધિપતિ રાજાની પુત્રી ન્હાના માદ્રીના પુત્રની ચંપકમાળાના સરખી ગૌર ભાર્યા માનેલી છે. જે આ ઇંદીવર (નીલકમળ)ના સરખાં શ્યામ શરીરવાળાં અને

કમળના જેવા વિસ્તાર યુક્ત નેત્રવાળાં, સમીપ ભૂમિ ઉપર રહેલાં છે તે આ મ્હોટા માદ્રીના પુત્રની ભાર્યા માનેલી છે. આ તપેલ સુવર્ણના સરખી ગૌર, વિરાટ રાજાની પુત્રી, પુત્ર સહિત એવી, યુદ્ધ વિષે રથમાં રહેલા, પ્રસિદ્ધ દ્રોણ વગેરેએ રથ રહિત છતાં જેને હણ્યો હતો તે અભિમન્યુની ભાર્યા છે. આ જે સેંથાઓથી યુક્ત ચોટલાવાળી, શ્વેત ઉતરીય વસ્ત્રોવાળી, નરના રાજાઓની સ્ત્રીઓ છે તે, આ વૃદ્ધ રાજા ધૃતરાષ્ટ્રના દીકરાઓની વહુઓ સોથી અધિક સંખ્યા અથવા નામવાળી, વીરનરોએ જેઓના પુત્ર તથા પતિયોને હણેલા છે એવી છે. હે બ્રાહ્મણપણાથી સરલ, બુદ્ધિ તથા સત્વગુણ વાળાઓ તમે પૂછેલી, અતિ શુદ્ધ સત્વ ગુણેવાળી, આ સઘળી નરપતિયો (રાજાઓ)ની સ્ત્રીઓ મુખ્યતા પ્રમાણે તમોને કહી. વૈશંપાયને કહ્યું--આ રીતે તે નરદેવ (રાજ) પુત્રો સાથે મળેલા તે કુરૂ વૃદ્ધોમાં ઉત્તમ રાજા ધૃતરાષ્ટ્ર જ્યારે સર્વ તાપસજનો ગયા ત્યારે સઘળું કુશળ પૂછવા લાગ્યા. વળી જ્યારે યોદ્ધાઓ પણ તે આશ્રમ મંડળને મૂકી વાહનને તજી બેઠા તથા સ્ત્રી, વૃદ્ધ ને બાળક સારી રીતે બેઠા ત્યારે યથાયોગ્ય (ઘટે તેમ) તેઓને કુશળ પૂછવા લાગ્યા.

योधेषुवाप्याश्रममण्डलंतंमुक्त्वानिविष्टेषुविमुच्यपत्रम् ।
स्त्रीवृद्धबालेचसुसन्निविष्टेयथार्हतस्तान्कुशलान्यपृच्छत् ॥१९॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ०ऋ०पञ्चविंशोऽध्यायः ॥२५॥

---

धृतराष्ट्रउवाच—युधिष्ठिरमहाबाहोकच्चित्त्वंकुशलीह्यसि ।
सहितोभ्रातृभिःसर्वैःपौरजानपदैस्तथा ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછવા લાગ્યા—હે મહાભુજ યુધિષ્ઠિર, કેમ! તમે સર્વ ભાઇયો તથા નગર ને દેશના જનો સહિત કુશળ છો? હે નૃપ, જેઓ તમારી પાછળ જીવે છે તેઓ પણ તમારા અમાત્ય દાસ વર્ગો અને ગુરૂઓ કેમ! નિરોગિ છે? કેમ! તેઓ તમારા દેશમાં નિર્ભય પણ વસે છે? શું! તમે જૂની રાજઋષિયોએ સેવેલી વૃત્તિ પ્રત્યે વર્ત્તો છો? કેમ! ન્યાયને તજ્યા વિના તમારો ખજાનો ભરાય છે? શત્રુ, મધ્યસ્થ અને મિત્રોમાં યોગ્યતાથી વર્ત્તો છો? હે ભરતશ્રેષ્ઠ, બ્રાહ્મણોને અગ્રહારોથી યથાયોગ્ય જુઓ છો અને કેમ! તમારાં સદાચરણથી શત્રુઓ પણ પ્રસન્ન રહે છે? જો એમ હોય તો નગરના જનો, સેવકો અથવા સ્વજન પણ ક્યાંથી પ્રસન્ન ન રહે? હે રાજાઓના ઈંદ્ર,

કેમ શ્રદ્ધાવાન્ થઈ તમે પિતૃ તથા દેવોને યજો છો (સેવો છો)? હે ભારત, કેમ! અન્ન ને પાનથી અતિથિઓનો સત્કાર કરો છો? કેમ! તમારા વિપ્રો, ક્ષત્રિઓ, વૈશ્યવર્ગો, શૂદ્રો આ સર્વ કુટુંબવાળાઓ ન્યાયના માર્ગમાં રહેલા અને પોતાનાં કર્મોમાં પ્રીતિવાળા છે? કેમ! તમારાં સ્ત્રી, બાળ ને વૃદ્ધ જન નથી શોક કરતાં અને નથી યાચતાં? હે નરશ્રેષ્ઠ, કેમ! તમારા ઘરમાં સૌભાગ્યવાળી સ્ત્રીઓ પૂજાય છે? હે મહારાજ, કેમ! આ રાજઋષિયોનો વંશ યથાયોગ્ય પૃથ્વીને પાળનારા તમોને પામી યશથી ક્ષીણુ થતો નથી? વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે પૂછતા તે ધૃતરાષ્ટ્ર પ્રત્યે વાક્યના કર્મમાં કુશળ ન્યાયને જાણુનાર તે યુધિષ્ઠિર કુશળ પ્રશ્ન યુક્ત બોલ્યા. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે રાજન્, કેમ! તમારૂં તપ, દમ અને શમ તે વધારે થાય છે? કેમ તમારી સેવાને ઇચ્છનારાં મારાં આ માતા ક્લેશથી રહિત છે? હવે હે રાજન્, કેમ! આનો વનવાસ સફળ થશે? કેમ! આ મારાં મ્હોટાં મા, ઘોર તપથી યુક્ત, ટાઢ, વાયુ અને માર્ગથી કૃશ થયેલાં દેવી ગાંધારી શોક કરતાં નથી? કેમ! હણેલા મહા પરાક્રમિ ક્ષત્રિયોના ધર્મમાં તત્પર એવા પુત્રો પ્રત્યે અથવા સદા પાપ કરનારા અમો પ્રત્યે ખરાબ વિચારતાં નથી? હે રાજન્, અમે એને જોતા નથી માટે એ વિદુર ક્યાં છે? કેમ! આ સંજય કુશળ અને તપમાં સ્થિર છે? વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે પૂછેલા ધૃતરાષ્ટ્ર જનોના અધિપતિ યુધિષ્ઠિરને આ ઉત્તર આપવા લાગ્યા. હે પુત્ર, વિદુર કુશળ છે, ઘોર તપનો આશ્રય કરી રહેલા છે, આહારરહિત વાયુને ખાનાર, કૃશ અને નાડીઓથી વ્યાપ્ત થયેલ છે કોઈ વખતે ક્યાંક આ શૂન્ય વનમાં વિપ્રોના જોવામાં આવે છે. આ રીતે જ્યારે તે કહેતા હતા ત્યારે જટાવાળા પાષાણરૂપ કવલ જેના મુખમાં છે એવા દુબળા દિશારૂપ વસ્ત્રવાળા (નગ્ન), મેલથી ભરેલા અંગવાળા, વનની ધૂળથી નાહેલા દૂરથી વિદુર જણાયા અને ત્યાં મહિપતિ (રાજા)ને હે રાજન્, જોઈને ઝટ આશ્રમ પ્રત્યે નિવૃત્ત થયા અને એકલાજ રાજા યુધિષ્ઠિર ક્યાંક ક્યાંક જણાતા અને નહિ જણાતા, ઘોર વનમાં પેસતા તે વિદુરની પાછળ દોડ્યા તથા ભો ભો વિદુર હું તમારો પ્રિય રાજા યુધિષ્ઠિર છું એમ બોલતા નરપતિ યત્નથી તેની સમીપ દોડ્યા. ત્યારે પવિત્ર એકાંતમાં તે વનના મધ્ય ભાગમાં કોઇ પણ વૃક્ષનો આશ્રય કરી બુદ્ધિવાળાઓમાં ઉત્તમ વિદુર ઉભા રહ્યા. અતિ ઘણા ક્ષીણ થયેલા, આકાર માત્રથી જાણેલા મહા બુદ્ધિમાન્ તે વિદુરને મહા બુદ્ધિવાળા રાજા યુધિષ્ઠિરે ઓળખ્યા અને હું યુધિષ્ઠિર છું એવું વાક્ય કહી આગળ ઉભા રહ્યા તથા

વિદુરના સાંભળતાં રાજા ધૃતરાષ્ટ્ર તેને વખાણવા લાગ્યા. પછી દૃષ્ટિથી સાવધાન થયેલા તે વિદુર મટકાં રહિત થઇને તેમાં દૃષ્ટિ જોડી તે રાજાને જોવા લાગ્યા. બુદ્ધિમાન્ વિદુરે અંગોથી અંગો પ્રત્યે, પ્રાણોથી પ્રાણો પ્રત્યેઅને ઇંદ્રિયોને ધારણ કરી ઇંદ્રિયોમાં પ્રવેશ કરચો. આ રીતે ધર્મરાજનાં તેજથી પ્રકાશ પામતા હોય તેમ રહેલા તે વિદુરે યોગનાં બળને ધારણ કરી નરોના પતિ યુધિષ્ઠિરના શરીરમાં પ્રવેશ કરચો. તે વખતે રાજાએ વિદુરના શરીરને સ્થિર થયેલ નેત્રવાળું, વૃક્ષને આશ્રય પામેલું અને ચેતન રહિત દીઠું. પછી મહા તેજસ્વી ધર્મરાજ પાંડવ આત્માને બળવાન્ અને બહુ ગુણવાળો માનવા લાગ્યા તથા હે નૃપ, વિદ્યાવાન્ તે મહા તેજસ્વી યુધિષ્ઠિર વ્યાસે જે રીતે કહ્યું હતું તે સઘળા જૂના યોગ ધર્મને સંભારવા લાગ્યા. તે સમયે ત્યાંજ સંસ્કાર કરવાને ઇચ્છિતા, વિદ્વાન્ એવા ધર્મરાજ શબને બાળવા ઇચ્છિવા લાગ્યા. એ પછી વાણી ( આકાશવાણી ) બોલી—ભોભો રાજન્, આ વિદુર એવા નામવાળું શરીર બાળવું નહિ, અહિં એમ રહો, આ તમારા સનાતન ધર્મરૂપ છે. હે શત્રુઓને તપાવનાર ભારત, આને સંતાનવાળાઓના લોક પ્રાપ્ત થશે. આ યતિના ધર્મને પામેલ છે માટે આ શોક કરવા યોગ્ય નથી. આવી રીતે કહેલા તે ધર્મરાજ ત્યાંથી ફરી પાછાવળી વિચિત્રવીર્યના પુત્ર રાજા ધૃતરાષ્ટ્રને તે સઘળું નિવેદન કરવા લાગ્યા. તેથી તે વખતે તે કાંતિમાન્ રાજા, તે સઘળો લોક અને ભીમ વગેરે અતિ વિસ્મય પામ્યા. તે સાંભળી રાજા પ્રીતિમાન્ થઈ ધર્મ પુત્રને કહેવા લાગ્યા—મારું આ જળ, મૂળ અને ફળ ગ્રહણ કરો; કેમકે હે રાજન્, જે અર્થવાળો નર છે તે અર્થવાળો અતિથિ કહેલો છે. આ પ્રમાણે કહેલા તે ધર્મપુત્ર રાજાને 'ઠીક' એમ કહેવા લાગ્યા. અને ન્હાના ભાઈયો સાથે રાજાએ આપેલાં ફળ તથા મૂળને ખાવા લાગ્યા. પછી સઘળા, ફળ, મૂળ અને જળનું ભોજન કરનારા તથા જેઓએ વૃક્ષોનાં મૂળો પાસે નિવાસ ગ્રહણ કરેલો છે એવા તેઓ તે રાત ત્યાં રહ્યા.

ततस्तेवृक्षमूलेषुकृतवासपरिग्रहाः ।
तांरात्रिमवसन्सर्वेफलमूलजलाशनाः ॥३८॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० वि० षड्विंशोऽध्यायः॥२६॥



**वैशंपायनउवाच**—ततस्तुराजन्नेतेषामाश्रमेपुण्यकर्मणाम् ।
शिवानक्षत्रसम्पन्नासाव्यतीयायशर्वरी ॥१॥

વૈશંપાયને કહ્યું--હે રાજન્, તે પછી પુણ્ય કરનારા તેઓની, નક્ષત્રોથી શોભિત તે રાત્રિ સુખરૂપ ગઈ. પછી ત્યાં તેઓની ધર્મ, અર્થનાં લક્ષણવાળી, વિચિત્ર પદોના સંચારવાળી, જૂદાં જૂદાં શાસ્ત્રોથી યુક્ત કથાઓ થઈ. તે સમયે હે નરોના અધિપતિ, પાંડવો મહા મૂલ્યવાળાં શયનોને તજી માતાની સમીપ પૃથ્વી ઉપર સુતા. ત્યારે મ્હોટા મનવાળા રાજા ધૃતરાષ્ટ્ર જે આહારવાળા હતા તેજ આહારવાળા, નરોમાં શૂર એવા તેઓ તે રાત્રિ ત્યાં વસ્યા. જ્યારે રાત્રિ ગઈ ત્યારે કરેલી છે દિવસના પૂર્વ ભાગની ક્રિયા જેણે એવા રાજા ભાઇયો સહિત આશ્રમનાં મંડળને જોવા લાગ્યા અને ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી જનાના તથા કુટુંબ સહિત, નોકરો સહિત, પુરોહિત (ગોર) સહિત તે સુખ થાય તે રીતે અને ઉત્તમ વિભાગ પ્રમાણે ત્યાં જેઓએ અભિષેક (સ્નાન) કરેલ છે તથા અગ્નિયોને હોમેલા છે એવા મુનિયોએ સેવેલી, પ્રકાશિત અગ્નિયોવાળી, વનનાં પુષ્પોના સમૂહોથી, ધૃતના ધૂમાડાઓના ઉત્પન્ન થવાઓથી પણ અને બ્રહ્મા કે વેદના શરીરથી યુક્ત તથા મુનિના સમૂહે યુક્ત એવી તે વેદિયો (યજ્ઞમાં કરેલી ભૂમિ)ને જોવા લાગ્યા. હે પ્રભુ, ત્યાં ત્યાં આશ્રય પામેલાં, ઉદ્વેગ રહિત મૃગનાં ટોળાંઓથી, ઉત્તમ ગીતો જેવા શંકા રહિત પક્ષિયોના સમૂહોથી, નીલકંઠવાળા મયૂરોના કેકા શબ્દોથી, દાત્યૂહ પક્ષિયોના અવાજોથી, સુખકારિ, કાન તથા મનને હરનારા કોકિલાઓના કુહુ શબ્દોથી, ક્યાંક ક્યાંક ઉત્તમ ભણેલા દ્વિજોના ઘોંઘાટોથી શોભિત અને ફળ તથા મૂળને ખાનારા મ્હોટા પુરૂષોથી શોભાવાળું તે સ્થાન જોયું. તે પછી હે રાજન્, તે રાજાએ તાપસિઓ અર્થે આણેલા સુવર્ણના કળશ અને ઉંબરાના વૃક્ષોના બનાવેલા કળશ આપ્યા. વળી હે ભારત, પૃથ્વીના પતિ એવા રાજાએ ચર્મો, શ્રુલ, સ્રુક્, સ્રુવ, કમંડલુ, થાળી, હાંલ્લાં, લોઢાનાં વાસણો અને જૂદા જૂદા પ્રકારનાં પાત્રો આપ્યાં. તેમ હે નૃપ, જે જે જેટલું જેટલું ઇચ્છે તે તે તેટલું તેટલું બીજું પાત્ર પણ દીધું. આવી રીતે તે ધર્માત્મા પૃથ્વીના પતિ રાજા, આશ્રમનાં મંડળમાં ચોતરફ ફરી તે સઘળું ધન દેઈ પાછા આવ્યા. ત્યારે જેણે આન્હિક કર્મ કરેલું છે એવા મહીપતિ રાજા ધૃતરાષ્ટ્રને અવ્યગ્ર ગાંધારી સહિત બેઠેલા દીઠા અને તે ધર્માત્માએ શિષ્ટ લોકોના આચારવાળાં, માતા કુંતીને શિષ્યની પેઠે અતિનમ્ર અને સમીપ રહેલાં બેઠેલાં દીઠાં. પછી તે, તે રાજા ધૃતરાષ્ટ્રને પૂજી પો-

તાનું નામ સંભળાવી 'બેસો' એમ આજ્ઞા આપેલા આસન ઉપર બેઠા. હે ભરતશ્રેષ્ઠ, ભીમસેન વગેરે પાંડવો પણ ચરણમાં વંદન કરી મળી રાજાની આજ્ઞાથી બેઠા. તેઓએ વિંટેલા કૌરવ રાજા જે રીતે બ્રાહ્મણ અથવા વેદની દીપ્ત લક્ષ્મીને ધારણ કરનાર બૃહસ્પતિ દેવોની સાથે શોભે તે રીતે અધિક શોભતા હતા. જ્યારે તેવી રીતે તેઓ બેઠા હતા ત્યારે કુરૂક્ષેત્રમાં વસનારા, શતયૂપ વગેરે મહર્ષિયો આવ્યા. દેવર્ષિયોના સમૂહે સેવેલા, શિષ્યોએ યુક્ત, મહા તેજસ્વી વિપ્ર એવા ભગવાન્ વ્યાસ પૃથ્વીપતિ રાજાને દર્શાવવા લાગ્યા. તે પછી કૌરવોના રાજા પરાક્રમી તે કુંતીના પુત્ર યુધિષ્ઠિર અને ભીમસેન વગેરે સામા ઉભા થઈ ચરણમાં વંદન કરવા લાગ્યા. ત્યાર પછી મળેલા શતયૂપ વગેરેથી યુક્ત વ્યાસ પૃથ્વીને પાળનારા ધૃતરાષ્ટ્રને 'બેસો' એમ કહેવા લાગ્યા. તે વખતે તેને અર્થે કલ્પેલાં, ઉત્તમ જેની ઉપર કાળું ચર્મ અને દર્ભ છે એવાં દર્ભનાં આસનને વ્યાસે ગ્રહણ કર્યું તથા દ્વૈપાયન વ્યાસે આજ્ઞા આપેલા મહા બળવાન્ દ્વિજોમાં શ્રેષ્ઠ એવા તે સર્વે પુરૂષો ચોતરફ આસનો ઉપર બેઠા.

तेचसर्वेद्विजश्रेष्ठाविष्टरेषुसमंततः ।

द्वैपायनाभ्यनुज्ञातानिषेदुर्विपुलौजसः ॥२६॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि आ० व्या० सप्तविंशोऽध्यायः॥२७॥

---

वैशंपायनउवाच—ततःसमुपविष्टेषुपाण्डवेषुमहात्मसु ।

व्यासःसत्यवतीपुत्रइदंवचनमब्रवीत् ॥१॥

વૈશંપાયને કહ્યું—જ્યારે મહાત્મા પાંડવો સારી રીતે બેઠા ત્યાર પછી સત્યવતીના પુત્ર વ્યાસ આ વચન બોલ્યા—હે નરોના અધિપતિ મહાભુજ ધૃતરાષ્ટ, કેમ! તમારૂં તપ ચાલે છે? કેમ! તમારૂં મન વનેવાસમાં પ્રસન્ન છે? હે રાજન્, કેમ! તમારા હૃદયમાં પુત્રના વિનાશથી થયેલો શોક નથી? હે પાપ અથવા દુઃખ રહિત, કેમ! તમારાં સઘળાં જ્ઞાનો અતિ પ્રસન્ન છે? કેમ! દૃઢ બુદ્ધિને ધારણ કરી અરણ્યનો વિધિ આચરો છો? કેમ! વહુ, ગાંધારી શોકથી પરાભવ પામતાં નથી? કેમ! મહા પંડિત, બુદ્ધિવાળી, ધર્મ તથા અર્થને જાણનાર અને ઉત્પત્તિ, વિનાશનાં તત્વને જાણનાર આ દેવી શોક કરતાં નથી? હે રાજન્, કેમ પોતાના પુત્રને તજી

ગુરૂની સેવામાં પ્રીતિવાળાં અહંકારથી રહિત કુંતી તમારી સેવા કરે છે? કેમ તમે ધર્મના પુત્ર રાજા યુધિષ્ઠિરને પ્રસન્ન કર્યા? કેમ આ ભીમ, અર્જુન અને બે એવા નકુળ સહદેવને પણ શાંત કર્યા? કેમ એઓને જોઇ આનંદ પામો છો? કેમ તમારૂ મન નિર્મળ છે? હે નરોના અધિપતિ, કેમ શુદ્ધ ભાવવાળા અને ઉત્પન્ન થયેલા જ્ઞાનવાળા છો? કેમકે હે ભારત મહારાજ, સર્વ પ્રાણિયોમાં વેર રહિતપણું, સત્ય અને ક્રોધનો ત્યાગ આ ત્રણ શ્રેષ્ઠ છે? હે ભારત, કેમ તમને વનવાસથી મોહ થતો નથી અને વનમાં થયેલું અન્ન અથવા ઉપવાસ પણ પોતાના વશમાં છે? હે રાજેંદ્ર, મહાત્મા વિદુરની ગતિ, અતિ મહાત્મા ધર્મના આ વિધિયે કરી જે થયેલી છે તે જાણેલી છે. માંડવ્ય ઋષિના શાપથી મહા બુદ્ધિવાળા, મહાયોગી, મહાત્મા અને અતિ મ્હોટાં મનવાળા જે ધર્મ છે તે વિદુરપણાને પામ્યા છે માટે જે રીતે પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તે છે તે રીતે બુદ્ધિસંપન્ન દેવોમાં બૃહસ્પતિ નથી તથા અસુરોમાં શુક્ર નથી. પૂર્વે માંડવ્ય ઋષિએ ઘણા કાળથી જે તપ ધારણ કરયું હતું તે તપના બળનો નાશ કરી સનાતન ધર્મને પરાભવ (શાપ) પમાડચો હતો. તેથી તે અતિ મ્હોટી બુદ્ધિવાળા ધર્મ પૂર્વે થયેલી બ્રહ્માની આજ્ઞાથી મેં પોતાના બળે કરી વિચિત્રવીર્યની સ્ત્રી વિષે ઉત્પન્ન કરેલા જન્મ્યા માટે હે મહારાજ, તમારા ભાઈ સનાતન દેવોના દેવરૂપ છે. કવિયો જેને મનવડે ધારણ કરવાથી અને ધ્યાન કીધાથી ધર્મ એમ જાણે છે, તપ કરતા, સનાતન એવા જે સત્યથી, દાંતિથી, શાંતિથી, અહિંસાથી અને દાનથી જનોને વધારે છે ને હે નૃપ, જે માપી ન શકાય એવી બુદ્ધિવાળા પંડિતથી યોગના બળ થકી કુરૂરાજ યુધિષ્ઠિર થયા છે એ ધર્મ એ રીતે કહેવાય છે. જેમ અગ્નિ, જેમ વાયુ, જેમ જળ, જેમ પૃથ્વી અને જેમ આકાશ છે તેમ ધર્મ અહિ તથા પરલોકમાં રહેલો છે. વળી હે રાજેંદ્ર, પાપ રહિત એવા દેવોના દેવ, સિદ્ધોએ ચરાચર એવાં સર્વને વ્યાપિ સર્વ ઠેકાણે જનાર, તે જોઇ શકાય છે. હે રાજન્, જે ધર્મ તે વિદુર છે અને જે વિદુર તે પાંડવ યુધિષ્ઠિરરૂપ છે માટે તમારે દાસની પેઠે રહેલા તે આ પાંડવ દર્શન કરવા યોગ્ય છે; કેમકે તમારો ભાઈ બુદ્ધિથી શ્રેષ્ઠ અને મ્હોટા યોગના બળથી યુક્ત મહાત્મા એવા તે (વિદુર) મહાત્મા કુંતીનાપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે પ્રાપ્ત થયા છે. હે ભરતશ્રેષ્ઠ પુત્ર, હું તમને પણ ઘણો કાળ નહિ થાય તેમ કલ્યાણથી જોડિશ માટે મને તમારો સંશય મટાડવા અર્થે આવેલો જાણો. પૂર્વે જગત્માં જે કોઇ પણ મહર્ષિયોએ કર્મ કરેલું નથી તે આશ્ચર્યરૂપ થયેલું

તપનું ફળ તમને દેખાડું છું. હે પાપ રહિત પૃથ્વીપાળ, મારાથી શું ઈચ્છિત પામવા, જોવા, અડવા અને સાંભળવા ઇચ્છો છો? હું તમારૂં તે સઘળું સિદ્ધ કરનાર છું.

किमिच्छसिमहीपालमत्तःप्राप्तुमभीप्सितम् ।
द्रष्टुंस्प्रष्टुमथश्रोतुंतत्कर्त्तास्मितवानघ ॥२९॥

इतिश्री महाभारते आश्रमवासिकेपर्वणि आ.व्या.अष्टाविंशोऽध्यायः॥२८॥

॥ आश्रमवासपर्वसमाप्तं ॥

---

## ॥ अथपुत्रदर्शनपर्व ॥

जनमेजयउवाच—वनवासंगतेविप्रधृतराष्ट्रेमहीपतौ ।
सभार्येनृपशार्दूलेवध्वाकुन्त्यासमन्विते ॥१॥

જનમેજયે પૂછ્યું—હે વિપ્ર, જ્યારે વહુ કુંતીથી યુક્ત અને ભાર્યા સહિત, પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર વનમાં વાસ કરવા ગયા, અતિ સિદ્ધ થયેલા વિદુર પણ ધર્મરાજને આશ્રય કરનાર થયા અને સર્વ પાંડવો આશ્રમ મંડળમાં વસવા લાગ્યા ત્યારે પરમ તેજસ્વી મહર્ષિ વ્યાસ જે આશ્ચર્ય છે તે કરિશ એમ બોલ્યા તે મને કહો? તે કાળમાં અવિનાશિ કૃષ્ણરૂપ કુરૂકુળમાં થયેલા નરોના પતિ યુધિષ્ઠિર વનવાસમાં કેટલો કાળ જનો સહિત વસ્યા? હે પાપથી રહિત પ્રભુ, ત્યાં અંતઃપુર (જનાના) સહિત મહાત્મા એવા તેઓ શું આહારવાળા થઈ વસતા હતા, એ રીતે તે સઘળું મને કહો. વૈશંપાયને કહ્યું—હે રાજન્, ત્યારે કુરૂઓના રાજા ધૃતરાષ્ટ્રે આજ્ઞા કરેલા તે પાંડવો વિશ્રાંતિ પામી જૂદી જૂદી જાતનાં અન્નપાનને અનુભવવા લાગ્યા. આ રીતે વનમાં સૈન્ય અને અંતઃપુર સહિત તેમણે એક માસ વિહાર કર્યો. અને એ પછી હે પાપથી રહિત, મેં જે રીતે કહ્યું તે રીતે વ્યાસ ત્યાં આવ્યા; તેમ હે રાજન્, હે ભારત, તેઓ સર્વની કથાઓ થવાથી રાજાની સમીપ તે કથા તથા વ્યાસને અનુસરિ બીજા મુનિઓ નારદ, પર્વત, મહા તપસ્વી દેવલ, વિશ્વાવસુ, તુંબરૂ અને ચિત્રસેન આવ્યા. તેઓની પણ મહા તપસ્વિ કુરૂઓના રાજા યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ન્યાય પ્રમાણે પૂજા કરી. પછી યુધિષ્ઠિરથી પૂજા પામિને સર્વ તેઓ પક્ષીના પિચ્છવાળાં ઉત્તમ પુણ્યકારી આસનો ઉપર બેઠા. જ્યારે હે કુરૂકુળને ધારણ કરનાર, તેઓ ત્યાં બેઠા ત્યારે પાંડુના પુત્રોએ વિંટેલા તે મહા બુદ્ધિમાન્ રાજા પણ બેઠા, તે પછી

ગાંધારી, કુંતી, દ્રૌપદી, સાત્વત કુળમાં થયેલાં (સુભદ્રા) અને બીજી સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની સાથે બેઠી. ત્યાં હે નૃપ, તેઓની દેવ ને અસુરોથી મિશ્રિત દિવ્ય અને અતિ ધર્મવાળી જૂના ઋષિયોની કથાઓ થઈ. જ્યારે કથાનો અંત આવ્યો ત્યારે પ્રસન્ન થતા મહા તેજસ્વી સર્વ વેદને જાણનારાઓમાં ઉત્તમ અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે વ્યાસ તે ઇશ્વિર એવા બુદ્ધિરૂપ નેત્રવાળા ધૃતરાષ્ટ્રને ફરી પણ તે વચન કહેવા લાગ્યા-હે રાજાઓના ઇંદ્ર, તમારા પુત્રે કરેલા શોકથી દાહ પામિ તમારા હૃદયમાં જે કહેવા ધારેલું છે ને નિત્ય ગાં-ધારીના હૃદયમાં જે દુઃખ રહે છે તે મારૂં જાણેલું છે. હે મહારાજ, કુંતી અને દ્રૌપદીના હૃદયમાં જે રહેલું છે તથા કૃષ્ણનાં બેહેન સુભદ્રા, જે પુત્રના વિનાશથી થયેલાં તીવ્ર દુઃખને ધારણ કરે છે, તે પણ મેં જાણેલું છે અને તેથી હે કૌરવ પુત્ર નૃપ, હું તમારા સર્વના આ સમાગમને સાંભળી સંશ-યને ટાળવા સારૂ આવ્યો છું માટે આજ આ દેવ ને ગંધર્વો તથા સર્વ આ મહર્ષિયો ઘણા કાળથી ધારેલા મારા તપના પરાક્રમને જુઓ. હે મહા પ્રાજ્ઞ, હું તમને કંઈ કામના આપું તે કહો. હું વર આપવા તત્પર થયો છુ માટે મારાં તપના ફળને જુવો. આ પ્રમાણે અમિત બુદ્ધિવાળા વ્યાસે કહેલા તે રાજાઓના ઇંદ્ર ધૃતરાષ્ટ્ર બે ઘડી વાર થાય તેમ વિચાર કરી કહેવા માટે આરંભ કરવા લાગ્યા. હું આપે અનુગ્રહ કરચો તેથી ધન્ય છું, મારૂં જીવિત પણ સફળ છે કે જેથી આજ અંહિ તમ રાજજનોની સાથે સમાગમ થયો. હે તપરૂપ ધનવાળાઓ, જેથી હું બ્રહ્માના સરખા તમોની સાથે મળ્યો તેથી આજ અહિં પોતાની ધારેલી (પ્રિય) ગતિ થનાર જાણું છું. હું તમારા દર્શનથીજ પવિત્ર થયો છું માટે હે પાપથી રહિત પુરૂષો, મને પરલોકથી પણ ભય નથી પણ અતિ દુષ્ટ બુદ્ધિવાળા મૂર્ખ તે દુર્યોધનના અન્યાયોથી મારૂં પુત્રને ઇચ્છતાં અને સંભારતાં નિત્ય મન દુઃખ પામે છે, જે પાપની બુદ્ધિવાળાએ પાપરહિત પાંડવોનો તિરસ્કાર કરચો. જેણે ઘોડાઓ સહિત અને નર અને હસ્તિઓ સહિત પૃથ્વીને નાશ પમાડી. મારા પુત્રને કાજે જૂદા જૂદા દેશોના અધિપતિ મહાત્મા રાજાઓ યુદ્ધમાં આવી સર્વ મૃત્યુને વશ પામ્યા, જે તે શૂરાઓ મનને પ્રિય એવા પ્રાણોને તથા સ્ત્રીઓને તજી પ્રેત-રાજ (યમ)ના સ્થાનમાં ગયા છે અને હે બ્રાહ્મણ, જેઓ યુદ્ધમાં મિત્ર માટે મરણ પામ્યા છે તેઓની તથા યુદ્ધમાં મારા જેઓ નાશ પામ્યા છે તે પુત્ર અને પૌત્રોની કયી ગતિ થઈ હશે? મારૂં મન મહા બળવાન્ શંતનુના પુત્ર, વૃદ્ધ ભીષ્મનો અને દ્વિજોમાં શ્રેષ્ઠ એવા દ્રોણનો ઘાત કરાવી નિરંતર દુઃખ

પામે છે. કુશળ બુદ્ધિરહિત પાપિ અને મૂઢ એવા મારા પુત્રે પૃથ્વીના રા-જ્યની ઇચ્છાથી પ્રકાશિત કુળને ક્ષય પમાડયું. આ સઘળું સંભારી દિવસ રાત્રિ બળતો તથા દુઃખ ને શોકથી ઘાયલ થયેલો હું શાંતિ પામતો નથી. તેમ હે તાત, આ રીતે ચિંતા કરતાં મને શાંતિ નથી. વૈશંપાયને કહ્યું—હે જનમેજય, તે રાજઋષિ ધૃતરાષ્ટ્રનો તે જૂદા જૂદા પ્રકારનો વિલાપ સાંભળી ગાંધારીનો, કુંતીનો, દ્રુપદની પુત્રીનો, સુભદ્રાનો અને કૌરવની વહુ એવી તે ઉત્તમ નારીઓનો શોક ફરી નવો કરેલો (તાજો) થયો. તેથી પુત્રના શોકે ભરેલાં બાંધેલાં નેત્રવાળાં બે હાથ જોડી ઉઠેલાં દેવી (પટરાણી) ગાંધારી, સ-સરા (વ્યાસ) પ્રત્યે આ બોલ્યાં. હે સમર્થ મુનિ શ્રેષ્ઠ, હણેલા પુત્રોનો શોક કરતાં આ રાજાનાં આ સોળ વર્ષો ગયાં પણ શાંતિ નથી. હે મ્હોટા મુનિ, પુત્રના શોકથી ભરેલા નિઃશ્વાસ નાંખતા આ પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર, સઘળી જગ્યાઓ અથવા રાત્રિઓ પ્રત્યે સુતા નથી. તમે તપના બળથી બીજા સ-ઘળા લોકોને સ્રજવા સમર્થ છો ત્યારે બીજા લોકમાં ગયેલા રાજાના પુત્રોને દેખાડવા સમર્થ હો એમાં શું કહેવું? તમારી સઘળી વહુઓમાં અતિ પ્રિય એવાં અને જેના જ્ઞાતિ તથા પુત્રોને હણેલ છે એવાં આ કૃષ્ણા દ્રૌપદી બહુ શોક કરે છે, તેમ કૃષ્ણની બેહેન અભિમન્યુના વધથી સંતાપ પામેલાં સારા ભાવવાળાં કલ્યાણકારિ ભાષણવાળાં સુભદ્રા અતિ શોક કરે છે. જેનો સસરો બુદ્ધિમાન્ પ્રસિદ્ધ કુરૂકુળને ધારણ કરનાર બાલ્હિક અને સોમદત્ત પિતાની સાથે મહા યુદ્ધમાં નાશ પામ્યો તે આ સદ્ભાવવાળી અતિ માનેલી ભ-ર્તાના દુઃખથી થયેલા શોકથી પીડા પામેલી ભૂરિશ્રવાની ભાર્યા ઘણો શોક કરે છે. યુદ્ધોમાં નહિ ભાગનારા મહા બુદ્ધિમાન, શ્રીમાન્ આ તમારા પુત્રના જે સો પુત્રોને યુદ્ધના આંગણામાં હણ્યાં છે તેઓની દુઃખ તથા શોકથી ઘવાએલ વારંવાર મારા તથા રાજાના શોકને વધારતી આ સો ભાર્યાઓ તે મ્હોટા શોકના ઉઘમે કરી (વધે કરી) મને સેવે છે. હે સમર્થ મ્હોટા મુનિ, જે મહાત્મા મહારથિ મારા સસરા, શૂર એવા સોમદત્ત વગેરે હતા તેઓ-ની શી ગતિ થઈ છે? હે ભગવન્, તમારી પ્રસન્નતાથી આ પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર, જેમ શોકરહિત થાય હું અને તમારાં વહુ એવાં આ કુંતી જેમ શોકથી રહિત થાય તેવું કરો. આ રીતે જ્યારે ગાંધારી બોલ્યાં ત્યારે વ્રતથી કૃશ થયેલ મુખવાળાં કુંતી છાના જન્મેલા સૂર્યના સરખા તે પુત્રને સંભા-રવા લાગ્યાં અને દૂરથી સાંભળનાર તથા જોનાર વરને આપનાર ઋષિ એવા વ્યાસે તે દેવી અર્જુનની માતાને દુઃખિત જોયાં. ત્યારે વ્યાસ તેને કહેવા લાગ્યા—

હે મહા ભાગ્યવાળાં તમે જે કાર્ય કહેવા ઇચ્છેલું હોય અને તમારા મનમાં જે હોય તે તમે કહો. આ સાંભળ્યા પછી જૂના વૃત્તાંતને પ્રકટ કરતાં લજ્જાસહિત એવાં કુંતી સસરા (વ્યાસ)ને મસ્તકવડે પ્રણામ કરી તે વખતે વાક્ય બોલ્યાં.

श्वशुरायततःकुन्तिप्रणम्याशीरसातदा ।
उवाचवाक्यंसव्रीडाविवृण्वानापुरातनम् ॥९२॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि पु० धृ० एकोनत्रिंशो ऽध्यायः ॥ २९ ॥

---

कुन्त्युवाच–भगवन्श्वशुरोमेसिदैवतस्यापिदैवतम् ।
समेदेवातिदेवस्त्वंणृशुसत्यांगिरंमम ॥१॥

કુંતી બોલ્યાં—હે ભગવન્, મારા સસરા, જે તમે દેવના પણ દેવ રૂપ છો તે, મારા દેવના અતિ દેવરૂપ તમે મારી સત્યવાણી સાંભળો. પૂર્વે તપસ્વી, ક્રોધી, દુર્વાસા નામે વિપ્ર મારા પિતા પાસે ભિક્ષા લઈ ભોજન કરવા આવ્યા હતા તેને મેં પવિત્રતાથી, ક્રોધના ત્યાગથી અને શુદ્ધ મનથી પ્રસન્ન કર્યા. હું મ્હોટાં કોપનાં સ્થાનકોમાં પણ ક્રોધ કરતી ન હતી તેથી પ્રસન્ન થયેલ, કૃતકૃત્ય એવા તે મહામુનિ મને વરદાન દેવા લાગ્યા તથા અવશ્ય તમારે ગ્રહણ કરવું એમ તેણે મને વચન કહ્યું. આ સાંભળ્યા પછી શાપના ભયથી હું ફરીને તે વિપ્રને એમ કહેવા લાગી કે તમે કહો છો એમ થાઓ-તે દ્વિજ ફરી મને કહેવા લાગ્યા-હે શુભ મુખવાળિ, કલ્યાણિ, તમે ધર્મની જનની (માતા) થશો અને તમે જેઓને બોલાવશો તે દેવો તમારા વશમાં રહેશે. આ પ્રમાણે કહી વિપ્ર દુર્વાસા અંતર્ધાન પામ્યા તથા હું તેથી વિસ્મય પામેલી થઈ. ત્યારથી મને સર્વ અવસ્થાઓમાં સ્મૃતિ (યાદી) નાશ પામતી નથી. આ રીતે વરદાન પામ્યા પછી મેઢીના તલ વિષે રહેલી ઉદય પામતા સૂર્યને જોતી હું તે ઋષિનાં વાક્યને સંભારી દિવસ રાત્રી સ્પૃહા (ઇચ્છા) કરતી ને બાળકના ભાવથી તેમાં દોષને નહિ જાણતી ઉભી રહેતી. એ પછી હજાર કિરણવાળા દેવ સૂર્ય મારી સમીપ આવ્યા. તે પોતાના દેહને ભૂમિ અને ગગનમાં બે પ્રકારે કરી એકથી લોકોને તપાવતા હતા અને બીજા દેહથી મારી પાસે આવ્યા અને તે કંપતી એવી હું તેને

કહેવા લાગ્યા કે 'મારાથી વર માગો' આ સાંભળી મેં મસ્તકવડે પ્રણામ કરી તેને 'પધારો' એમ કહ્યું. તે તીવ્ર કિરણવાળા સૂર્ય મને કહેવા લાગ્યા–મને બોલાવવું વૃથા થવા યોગ્ય નથી માટે જેણે તમને વર આપેલો છે તે વિપ્રને અને તમને બાળિશ. આ સાંભળ્યા પછી અપકાર રહિત એવા તે વિપ્રની રક્ષા કરવા મેં એવું કહ્યું–હે દેવ, તમારી સમાન મને પુત્ર થાઓ. આ સાંભળ્યા પછી કિરણોવાળા સૂર્ય તેજથી મને મોહ પમાડી પ્રવેશ કરી બોલ્યા કે તમને પુત્ર થશે અને એમ કહી સ્વર્ગ પ્રત્યે ગયા. તે પછી ગાંહેના ઘરમાં પિતાથી વૃત્તાંતની રક્ષા કરી મેં ગૂઢ ઉત્પન્ન થયેલા બાળક પુત્ર કર્ણને જળમાં તજી દીધો અને હે વિપ્ર, તેજ દેવની પ્રસન્નતાથી તથા જે રીતે તે ઋષિએ મને કહ્યું હતું તે રીતે હું ફરીને પણ કન્યા થઈ. આ રીતે થયેલા જણાતાં છતાં પણ તે પુત્રની મેં ઉપેક્ષા કરી, જે રીતે તમારૂં પણ અતિ જાણેલું છે તે હે વિપ્રર્ષિ, મને બાળે છે માટે હે ભગવન, હું તે (પુત્ર)ને જોવા ઇચ્છું છું અને મેં જે આ પ્રકટ કર્યું તે જો પાપ ન હોય અથવા પાપ હોય તો દૂર કરવા આપ યોગ્ય છો. હે પાપથી રહિત મુનિયોમાં શ્રેષ્ઠ, આ રાજાના હૃદયમાં રહેલું જે તમારૂં જાણેલું હોય તે મનોરથને આજેજ એ પામો. આ પ્રમાણે કહેલા વેદને જાણનારાઓમાં ઉત્તમ એવા વ્યાસ આ ઉત્તર બોલ્યા—તમે જે રીતે આ મને કહો છો એ સઘળું સારૂંજ થશે, તમારો અપરાધ નથી, તમે કન્યાના ભાવનેજ પામેલાં છો, સામર્થ્યવાળા દેવતાઓ શરીરો પ્રત્યે પ્રવેશ કરે છે. વળી જે દેવોના સમૂહો છે તેઓ સંકલ્પથી, વાણીથી, દૃષ્ટિથી, સ્પર્શથી અને પ્રીતિથી આ પાંચ પ્રકારે ઉત્પન્ન કરે છે. હે કુંતિ, મનુષ્યના ધર્મવાળો દેવના ધર્મથી દોષ પામતો નથી એમ જરૂર જાણો અને તમારા મનની ચિંતા નાશ પામો. બળવાળાઓને સઘળું પથ્ય (હિતકારિ) છે. બળવાળાઓને સર્વ પવિત્ર છે, બળવાળાઓને સઘળું ધર્મરૂપ છે અને બળિયાઓને સર્વ પોતાનું છે.

सर्वंबलवतापथ्यंसर्वंबलवतांशुचि ।
सर्वंबलवतांधर्मःसर्वंबलवतांस्वकम् ॥२४॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि पु० व्या० त्रिंशत्तमोऽध्यायः ॥३०॥

---

व्यासउवाच–भद्रेद्रक्ष्यसिगान्धारीपुत्रान्भ्रातॄन्सखींस्तथा ।
वधूश्चपतिभिःसार्धंनिशिसुप्तोत्थिताइव ॥१॥

વ્યાસ બોલ્યા—હે કલ્યાણિ ગાંધાર રાજાની પુત્રી એવાં તમે રાત્રિમાં સુઈ ઉઠેલા જનોની પેઠે પુત્રો, ભાઇયો, ભાઈબંધો અને સ્ત્રીઓની સાથે પતિયોને દેખશો. કુંતી કર્ણને, યાદવની પુત્રી સુભદ્રા પોતાના પુત્ર અભિમન્યુને અને દ્રૌપદી પાંચ પુત્રોને, પિતાઓને તથા ભાઈયોને જોશે. જ્યારે રાજાએ તમે તથા કુંતીએ મને પ્રેરણા કરી હતી ત્યારે પ્રથમજ આ ઊદ્યોગ કરવાનો નિશ્ચય મારા હૃદયમાં હતો. તમારે તે સર્વ, નરોમાં શ્રેષ્ઠ એવા મહાત્માઓ શોક કરવા યોગ્ય નથી; કારણ કે ક્ષત્રિયના ધર્મમાં તત્પર થઈને તેઓ મરણ પામ્યા છે. વળી હે નિંદાથી રહિત નારિ, તે દેવનું કાર્ય અવશ્ય થનાર હતું અને તેથી સઘળા દેવોના અંશો પૃથ્વી ઊપર અવતર્યા હતા. જેઓ ગંધર્વ, અપ્સરા, પિશાચ, ગુહ્યક, રાક્ષસ, પુણ્યજન, સિદ્ધ, દેવર્ષિ, દેવ, દાનવ, અને નિર્મળ દેવ ઋષિયોરૂપ હતા. તે આ સર્વ કુરૂક્ષેત્રના યુદ્ધના આંગણામાં નાશ પામ્યા. જે બુદ્ધિમાન્, ગંધર્વોનો રાજા ધૃતરાષ્ટ્ર એ રીતે પ્રસિદ્ધ છે તેજ મનુષ્યના લોકનાં તમારા પતિ ધૃતરાષ્ટ્ર છે. તમે પાંડુને મરૂદ્‌ગણથી અતિ અધિક, અવિનાશિ, ઊપેંદ્રરૂપ જાણો. રાજા યુધિષ્ઠિર અને વિદુર ધર્મના અંશ હતા. હે શુભ દેખાવ અથવા જ્ઞાનવાળાં તમે, દુર્યોધનને કલિયુગ તથા શકુનિને દ્વાપરયુગ જાણો. તેમ દુર્યોધન વગેરેને રાક્ષસો સમજો. તમે ભીમસેનને મરૂદ્‌ગણથી બળવાન્, શત્રુને દમનાર જાણો. આ કુંતીનાપુત્ર, ધનને જીતનાર અર્જુનને ઋષિ એવા નરરૂપ સમજો. ઈંદ્રિયોના નિયંતા કૃષ્ણને નારાયણ; યુગલ જન્મેલા, નકુળ તથા સહદેવને બે અશ્વિની કુમાર, અને પ્રસિદ્ધ હર્ષને ઉત્પન્ન કરનાર, જે કુંતીપુત્રથી ઉત્પન્ન થયો હતો અને છ મહારથિયોએ જે પાંડવના દાયભાગ ભોગવનારને હણ્યો તે સુભદ્રાનો પુત્ર અભિમન્યુ અહિં ચંદ્રમારૂપ યોગથી બે સ્વરૂપે થયો હતો. હે શોભને તમે, કર્ણને પોતાના દેહને બે સ્વરૂપે કરી લોકોને તપાવનાર તપનારાઓમાં ઉત્તમ, અદીતિના પુત્ર સૂર્યરૂપ સમજો. અગ્નિથી દ્રૌપદીની સાથે થયેલા ધૃષ્ટદ્યુમ્નને અગ્નિના શુભ અંશરૂપ અને શિખંડીને રાક્ષસ જાણો. દ્રોણને બૃહસ્પતિનો અંશ અને દ્રોણના પુત્ર અશ્વત્થામાને રૂદ્રથી થયેલો જાણો. ભીષ્મને મનુષ્યપણાને પામેલા ગંગાના પુત્ર વસુ જાણો. હે મ્હોટી બુદ્ધિવાળી શોભનારિ, આ પ્રમાણે આ દેવો મનુષ્યપણાને પામી કર્મ કરી પાછા ફરી સ્વર્ગમાં ગયા. હવે સર્વેના હૃદયમાં જે આ ઘણા કાળથી દુઃખ રહેલું છે તે દુઃખને પરલોકે કરેલાં ભયથી આજ મટાડિશ. તમે સઘળાઓ નદી ભગીરથની પુત્રી ગંગા પ્રત્યે જાઓ, એટલે જેઓને આ રણ-

ના આંગણામાં હણ્યા છે તેઓ સર્વને ત્યાં દેખશો. વૈશંપાયને કહ્યું—આ રીતે વ્યાસનું વચન સાંભળી સહુ લોક તે વખતે મ્હોટા સિંહનાદ સહિત ગંગા તરફ મુખ કરનાર થઈ ચાલ્યા. તેમ અમાત્યો સહિત આવેલા શ્રેષ્ઠ મુનિયો તથા ગંધર્વો સહિત ધૃતરાષ્ટ્ર પાંડવોની સાથે ચાલ્યા. પછી ગંગાની પાસે ક્રમથી આવી તે સર્વ જનરૂપ સમુદ્ર પ્રીતિ પ્રમાણે અને સુખ પ્રમાણે નિવાસ કરવા લાગ્યો. પ્રિયભાગમાં પાછળ ચાલનારા નોકરો સહિત, જેની આગળ જનાર સ્ત્રી અને વૃદ્ધો છે એવા બુદ્ધિમાન્ તે રાજા ધૃતરાષ્ટ્ર પણ પાંડવો સાથે નિવાસ કરવા લાગ્યા. રાત્રીની વાટ જોનારા અને મરેલા નરપતિયો ( રાજાઓ )ને જોવા ઈચ્છનારા તે લોકોનો તે દિવસ જેમ સો વર્ષ જાય તેમ ગયો. પછી સૂર્ય પુણ્યરૂપ પર્વતોમાં ઉત્તમ એવા અસ્તાચલ પ્રત્યે ગયા, તેથી જેઓએ સ્નાન કરેલું છે એવા તેઓ રાત્રિનું કર્મ આચરવા લાગ્યા.

अथपुण्यंगिरिवरमस्तमभ्यगमद्रविः ।

ततःकृताभिषेकास्तेनैशंकर्मसमाचरन् ॥२१॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि पु० गं० एकत्रिंशोऽध्यायः॥३१॥

---

वैशंपायनउवाच—ततोनिशायांप्राप्तायांकृतसायान्हिकक्रियाः ।

व्यासमभ्यगमन्सर्वेयेतत्रासन्समागताः ॥१॥

વૈશંપાયને કહ્યું—તે પછી જ્યારે રાત્રિ પ્રાપ્ત થઈ ત્યારે જેઓએ સાયંકાળનું કર્મ કરેલું છે એવા અને ત્યાં જેઓ મળેલા હતા તેઓ સર્વ વ્યાસ પાસે આવ્યા. તે સમયે એક મનવાળા પવિત્ર ધર્માત્મા અને પાંડવો સહિત એવા ધૃતરાષ્ટ્ર તે ઋષિયોની સાથે બેઠા. ગાંધારીની સાથે ભેગી થયેલી નારીઓ બેઠી અને નગર તથા દેશનો પણ સઘળો જન વય (અવસ્થા) પ્રમાણે બેઠો. તે પછી મહા તેજસ્વી મહામુનિ વ્યાસ પુણ્યકારી ભાગીરથી ગંગાના જળ પ્રત્યે પ્રવેશ કરી પછીથી જેઓ સર્વ પાંડવોના ને કૌરવોના યોદ્ધાઓ તથા મ્હોટા અંશવાળા જૂદા જૂદા દેશમાં નિવાસ કરનારા રાજાઓ હતા તે સર્વ લોકોને બોલાવવા લાગ્યા. તેથી હે જનમેજય, પૂર્વે જે રીતે કુરૂ અને પાંડવોની સેનાઓનો શબ્દ થતો તે રીતે જળના અંત ભાગમાં અતિ સંકુલ શબ્દ પ્રકટ થયો. તે પછી તે જળથી તેઓ સર્વ ભીષ્મ જેઓમાં

આગળ ચાલનાર છે એવા સૈન્યો સહિત હજારો પૃથ્વીપતિયો (રાજાઓ) બહાર નિકળ્યા. પુત્રો સહિત અને સૈનિકો સહિત વિરાટ ને દ્રુપદ, દ્રૌપદીના પુત્રો, સુભદ્રાનો પુત્ર, રાક્ષસ ઘટોત્કચ, કર્ણ, દુર્યોધન, મહારથી શકુનિ, મહાબલવાન્ દુઃશાસન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રો, જરાસંઘનો પુત્ર, ભગદત્ત, પરાક્રમી જલસંધ, ભૂરિશ્રવા, શલ, શલ્ય, ન્હાનાભાઇ સહિત વૃષસેન, રાજપુત્ર લક્ષ્મણ, ધૃષ્ટદ્યુમ્નના પુત્રો સર્વ, શિખંડીના પુત્રો, ન્હાનાભાઈ સહિત ધૃષ્ટકેતુ, અચલ, વૃષક, રાક્ષસ અલાયુધ, બાલ્હિક, સોમદત્ત, પૃથ્વીપતિ ચેકિતાન આ અને બહુપણાથી જેઓ નથી કહ્યા તે બીજા ઘણાઓ તેઓ સઘળા શોભિત દેહવાળા તે જળથી નિકળ્યા. જે શૂરનો જે વેશ, જે ધ્વજ, અને જે વાહન હતું તે તેથી યુક્ત નરના અધિપતિયો (રાજાઓ) દેખાયા. સર્વ દિવ્ય વસ્ત્રોને ધારણ કરનારા, સર્વ શોભિત કુંડળોવાળા, નિર્વૈર, અહંકારથી રહિત, જેઓનો ક્રોધ તથા મત્સર ગયેલો છે એવા ગંધર્વોએ ગવાતા, બંદિજનોએ સ્તુતિ કરાતા, દિવ્ય પુષ્પ અને વસ્ત્રોને ધરનાર, ને આપ્સરાઓના સમૂહોએ વિંટેલા હતા. હે નરાધિપ, તે સમયે પ્રસન્ન થયેલા સત્યવતીના પુત્ર મુનિ વ્યાસે તપના બળથી ધૃતરાષ્ટ્રને દિવ્ય ચક્ષુ દિધું. દિવ્ય જ્ઞાનના બળવાળાં યશસ્વિની ગાંધારી પણ પુત્રોને તથા જે બીજાઓ યુદ્ધમાં મરાયા હતા તેઓ સર્વને જોતાં થયાં. વિસ્મય પામેલો તે સઘળો જન મટકાંરહિત નેત્રોથી નહિ વિચારમાં આવે એવાં રૂવાડાંઓને હર્ષ પમાડનાર અતિ મ્હોટાં તે આશ્ચર્યને દેખતો થયો. અને જે રીતે વસ્ત્રમાં રહેલ ચિત્ર જોવાય તે રીતે ઉત્સવ વાળું, અતિ ઉગ્ર, પ્રસન્ન થયેલાં નારી અને નરોથી આકુલ, આશ્ચર્યરૂપ થયેલું તે દેખાતું હતું. હે ભરત શ્રેષ્ઠ, ધૃતરાષ્ટ્ર તો તેજ મુનિના પ્રસાદ (કૃપા)થી તે સર્વને દિવ્ય ચક્ષુએ જોતાં આનંદ પામતા હતા.

धृतराष्ट्रस्तुतान्सर्वान्पश्यन्दिव्येनचक्षुषा ।
मुमुदेभरतश्रेष्ठप्रसादात्तस्यवैमुनेः ॥ २१ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि पु० भी० द्वात्रिंशोऽध्यायः॥३२॥

---

**वैशंपायनउवाच**-ततस्तेपुरुषश्रेष्ठाःसमाजग्मुःपरस्परम् ।
विगतक्रोधमात्सर्याःसर्वेविगतकल्मषाः ॥१॥

વૈશંપાયને કહ્યું—તે પછી પુરૂષોમાં શ્રેષ્ઠ, જેઓનાં પાપ જતાં રહ્યાં

છે એવા, જેઓનો ક્રોધ ને માત્સર્ય ગયેલ છે એવા સઘળા તેઓ પરસ્પર મળ્યા. જે રીતે દેવના લોકમાં મરણ રહિત એવા દેવો મળે તે રીતે હે રાજન્, પ્રસન્ન મનવાળા સર્વ ઉત્તમ બ્રહ્મર્ષિયોએ કહેલા શુભ વિધિ પ્રત્યે રહિ પુત્ર, પિતા અને માતા સાથે, ભાર્યાઓ પતિયોની સાથે, ભાઈ ભાઈની સાથે અને સખા, સખાની સાથે મળ્યા. પાંડવો તો અતિ હર્ષથી મહા ધનુર્ધારિ કર્ણને, સુભદ્રાના પુત્ર અભિમન્યુને અને સઘળા દ્રૌપદીના પુત્રોને મળતા હતા. મળવાથી પ્રસન્ન થતા પાંડવો કર્ણની સાથે ભેગા થઈ હે પૃથ્વીપાલ સ્નેહમાં રહેલા હતા. હે ભરત શ્રેષ્ઠ, એ રીતે મુનિની કૃપાથી જેઓનો ક્રોધ નાશ પામેલો છે એવા તે યોદ્ધાઓ તથા તે ક્ષત્રિયો એક બીજાને મળી સ્નેહ રહિતપણું (વૈર)ને તજી સ્નેહમાં પૂર્ણ રહ્યા હતા. આ પ્રમાણે પુરૂષોમાં શ્રેષ્ઠ પૃથ્વીનાપતિ કુરૂઓ અને બીજાઓ સર્વ ગુરૂઓ, બાંધવો અને પુત્રોની સાથે મળ્યા તથા પ્રસન્ન મનથી તે સંપૂર્ણ રાત્રિમાં વિહાર કરી રાજાઓ જેમ સ્વર્ગમાં વસનારા માને તેમ સંતોષથી માનતા હતા. એમાં ભય, શોક નહોતો; ત્રાસ નહતો; અપ્રીતિ ન હતી અને અપયશ ન હતું. હે ભરત શ્રેષ્ઠ, યોદ્ધાઓની જે સ્ત્રીયો હતી તેઓ પણ પરસ્પર ભેગી થઈ પિતા, ભાઈયો, પતિયો અને પુત્રો સાથે મળી ઘણા હર્ષને પામી પછી દુ:ખને તજતી હતી. આ પ્રમાણે તે શૂરાઓ અને તે સ્ત્રીઓ એક રાત્રિ વિહાર કરી (ફરી) પરસ્પર બોલાવી (આજ્ઞા લઈ) મળીને પછીથી જેમ આવ્યા હતા તેમ ગયા. ત્યારપછી મુનિયોમાં શ્રેષ્ઠ એવા વ્યાસે તે લોકોને વિસર્જન કર્યા. તેથી તેઓના જોતાં તેઓ ક્ષણમાં અંતર્ધાન પામેલા થયા અને રથો સહિત, ધ્વજો સહિત મહાત્માઓ પુણ્યકારિ ભગીરથની પુત્રી નદી ગંગા પ્રત્યે પ્રવેશ કરી પોતાનાં સ્થાનકોને સેવવા લાગ્યા. કેટલાક દેવલોકમાં ગયા. કૈક બ્રહ્મ લોકમાં ગયા, કેટલાક વરૂણના લોકને અને કૈક કુબેરના લોકને પામ્યા. કૈક રાજાઓ યમના લોકને, કૈક રાક્ષસોના ને પિશાચોના લોકને તથા કૈક ઉત્તર કુરૂ દેશોને પામ્યા. તેઓ સર્વ વિચિત્ર ગતિવાળા વાહનો સહિત અને નોકરો સહિત મહાત્માઓ, જેઓને પામી દેવોની સાથે આવ્યા હતા તેઓ સઘળા ' જ્યારે ગયા જળમાં રહેલા, ધર્મશીલ, મહા તેજસ્વી, કુરૂઓના હિતકારી, મહામુનિ વ્યાસ તે વખતે જેઓના પતિયોને હણ્યા હતા તે સર્વ ક્ષત્રિય સ્ત્રીઓને કહેવા લાગ્યા. જે જે ઉત્તમ સ્ત્રીઓ પતિયે કરેલા (પતિના) લોકોને ઇચ્છે છે તેઓ આલસ્ય રહિત થઇ ઝટ જન્હુની પુત્રી ગંગા પ્રત્યે પ્રવેશ કરો. આ રીતે તેનું

વચન સાંભળ્યા પછી શ્રદ્ધાવાળી ઉત્તમ સ્ત્રીઓ સસરાની આજ્ઞા લઈ જાન્હવી (ગંગા)ના જળ પ્રત્યે પેઠી. તે પછી હે રાજન્, મનુષ્યના દેહોથી મુક્ત થયેલી તે સર્વ સતીઓ તે વખતેજ ભર્ત્તાઓની સાથે ભેગી થઈ (ભેટી). આ રીતે ક્રમે કરી જળમાં પ્રવેશ કરીને મુક્ત થયેલી તે સઘળી, સદા ચરણવાળી, ક્ષત્રિય જાતિની પતિવ્રતાઓ ભર્ત્તાઓના સમાન લોકપણાને પામી અને જે રીતે તેઓના પતિયો હતા તે રીતે દિવ્ય રૂપોથી યુક્ત, દિવ્ય આભરણોથી શોભિત, દિવ્ય પુષ્પો તથા વસ્ત્રોને ધારણ કરનાર, શીલ ને ગુણોથી સંપન્ન, વિમાનમાં રહેલ, ક્લેશ અથવા ગ્લાનિ રહિત અને સર્વ ગુણોથી યુક્ત થયેલ એવી તે સ્ત્રીઓ પોતાનાં સ્થાનને પામી. તે કાળમાં જેનો જેનો જે જે મનોરથ હતો તેને તેને તે તે વરને દેનારા, ધર્મવત્સલ વ્યાસે અર્પણ કરચો. જૂદા જૂદા દેશમાં ગયેલા પણ નરો નરદેવ એવા રાજાઓનું તે ફરી આવવું સાંભળી પ્રસન્ન થયા, અને આનંદ પામ્યા. આ રીતે જે નર તેઓનો પ્રિયોની સાથે થયેલો સમાગમ સારી રીતે સાંભળે તે અહિ નિત્ય પ્રિય વસ્તુઓને તથા મરણ પછી પણ પામે. વળી ધર્મને અધિક જાણનાર જે વિદ્વાન્ આયાસથી રહિત અને રોગથી રહિત એવા પ્રિય બાંધવોના સંયોગને સંભળાવે તે આ લોકમાં યશને તથા પરલોકમાં સારી ગતિને પામે. હે ભારત, પોતાના અધ્યયનથી યુક્ત ને તપથી યુક્ત મનુષ્યો સારા આચારવાળા, દાંતિવાળા જેઓનાં દાનોથી પાપો દૂર થયેલાં છે એવા સરલ, પવિત્ર, શાંત, હિંસા ને અસત્યથી રહિત, આસ્તિક, શ્રદ્ધાવાળા અને ધૈર્યવાળા માનવો આ આશ્ચર્યરૂપ પર્વને સાંભળી જરૂર ઉત્તમ ગતિ પામશે.

आस्तिकाःश्रद्दधानाश्चधृतिमन्तश्चमानवाः ।
श्रुत्वाश्चर्यमिदंपर्वह्यवाप्स्यन्तिपरांगतिम् ॥३१॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वाणि पु० स्त्री० त्रयस्त्रिंशो ऽध्यायः ॥ ३३ ॥

---

सौतिरुवाच–एतच्छ्रुत्वानृपोविद्वान्हृष्टोऽभूज्जनमेजयः ।
पितामहानांसर्वेषांगमनागमनंतदा ॥ १ ॥

સૂતના પુત્રે કહ્યું—ત્યારે આ સઘળા પિતામહોનું જવું આવવું સાંભળીને વિદ્વાન્ નરોના પતિ (રાજા) જનમેજય પ્રસન્ન થયા અને હર્ષથી યુક્ત ફરીને આ-

વવાના વિષયમાં પૂછવા લાગ્યા-કેવી રીતે! તજેલ દેહવાળાઓનું પાછું તે રૂપનું દર્શન થાય છે, આવી રીતે પૂછેલા દ્વિજોમાં શ્રેષ્ઠ, વક્તાઓમાં શ્રેષ્ઠ પ્રતાપી અને વ્યાસના શિષ્ય એવા તે તે નરોના પતિ જનમેજયને કહેવા લાગ્યા—વૈશંપાયને કહ્યું-હે નૃપ, સઘળાં કર્મોનો વિનાશ નથી એમ નિશ્ચય છે, તેમ શરીરો અને આકારો કર્મથી થયેલ છે. ભૂતોના અધિપતિ ઈશ્વરના આશ્રયથી મહાભૂતો નિત્ય રહેનાર છે, તેઓનો નિત્ય વાસ છે અને જૂદા પડતાં પણ તેઓનો વિનાશ નથી. આયાસથી રહિત કરેલું (નિવૃત્તિરૂપ) જે કર્મ છે તેથી સત્ય અને શ્રેષ્ઠ ફળનો લાભ થાય છે તથા આ (આયાસવાળાં) કર્મોથી આત્મા સુખ દુઃખ ભોગવે છે. તેમ યુક્ત એવો પણ સ્થૂલ સૂક્ષ્મ શરીરને જાણનાર આત્મા જે રીતે આ ભૂતોનો પોતાનો ભાવ (પ્રતિબિંબ) નથી નાશ પામતો તે રીતે વિનાશથી રહિત છે. જ્યાં સૂધી કર્મ ક્ષીણ થતું નથી ત્યાંસૂધી તેનું સ્વરૂપપણું છે અને જગતમાં ક્ષીણ કર્મવાળો નર બીજારૂપપણાને પામે છે. જે જૂદા જૂદા પદાર્થો શરીરને પામી એકતાને પામેલા છે તેજ પદાર્થો આત્માથી દેહ વગેરેના જૂદાપણાને જાણનારા યોગિઓના નિત્ય રહેનાર છે. આ અશ્વમેધના અશ્વની હિંસાના વિષયમાં શ્રુતિ પણ છે. શરીરવાળાઓના નિત્ય પ્રાણ (ઇંદ્રિયો) બીજા લોકમાં ગયેલા પણ નિત્ય છે. હે પૃથ્વીના ઈશ્વર, જો તમને પ્રિય હોય તો હું તમને આ હિત કહુંછું. તમે જે યજ્ઞના વિસ્તારમાં દેવની ગતિવાળા માર્ગો સાંભળ્યા છે તે તમને યોગ્ય છે. જ્યારે તમે યજ્ઞ કરયો ત્યારથીજ દેવો તમારા હિતકારી થયા છે. જ્યારે મળેલા દેવો જીવોની ગતિ કરવામાં સમર્થ છે ત્યારે નિત્ય એવા જીવો દેવોને યજવાથી યજ્ઞવડે ગતિવાળા થાય છે અને બીજા થતા નથી. આ પંચમહાભૂતરૂપ વર્ગ નિત્ય અને આત્મા નિત્ય હોવાથી પુરૂષ નિત્ય છે માટે જે વૃથા બુદ્ધિવાળો આના જૂદા જૂદા સમાયોગ (સંબંધ)ને જુવે છે તથા વિયોગમાં અતિ શોક કરે છે તે બાળક (અજાણ) છે એમ મારૂં માનવું છે. જે જન વિયોગમાં દોષને જોનાર છે તેણે સંયોગને તજવો; કેમકે સંગને તજવામાં સંગમ નથી અને પૃથ્વીમાં દુઃખ વિયોગથી થાય છે. જ્ઞાનિથી બીજો નિત્ય, ને અનિત્ય વસ્તુને જાણનાર દેહના અભિમાનથી નથી કહેલ સગુણ બ્રહ્મને જાણનાર છે. તે ઉત્તમ બુદ્ધિને જાણી મોહથી (મૂળ અજ્ઞાનથી) મુક્ત થાય છે. જે નહિ દેખાતી વસ્તુથી આવેલ તથા ફરી અદર્શનને પામેલ છે તે મુક્તને હું નથી જાણતો અને એ મને નથી જાણતો. હું તેવો નથી તેનું એ કારણ છે કે મને વૈરાગ્ય નથી. આ

અસમર્થ એવો શરીરવાળો પ્રાણી જે જે શરીરથી જે કરે છે તે તે શરીરથી અવશ્ય તેને ભોગવે છે. મનથી (મને કરેલાંથી) મનનાં સુખ દુઃખને તથા શરીરથી શરીરનાં સુખ દુઃખને પામે છે.

तेनतेनशरीरेणतदवश्यमुपाश्नुते ।
मानसंमनसाप्नोतिशरीरंचशरीरवान् ॥१८॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि पु० ज० चतुस्त्रिंशो ध्यायः ॥ ३४ ॥

---

वैशंपायनउवाच—अदृष्ट्वातुनृपःपुत्रान्दर्शनंप्रतिलब्धवान् ।
ऋषेःप्रसादात्पुत्राणांस्वरूपाणांकुरुद्वह ॥१॥

વૈશંપાયને કહ્યું—હે કુરૂના કુળને ધારણ કરનાર નરોના પતિ ધૃતરાષ્ટ્ર પુત્રોને જોયા વિના ઋષિ (વ્યાસ)ની પ્રસન્નતાથી પુત્રોના સ્વરૂપોનાં દર્શનને પામ્યા હતા. નરોમાં શ્રેષ્ઠ એવા તે રાજા રાજ ધર્મોને, બ્રહ્મોપનિષદ્‌ને તથા બુદ્ધિના નિશ્ચયને પામ્યા હતા. મહા પંડિત વિદુર તપના બળથી અને ધૃતરાષ્ટ્ર તપસ્વિ વ્યાસને પામી સિદ્ધિ પામ્યા હતા. જનમેજયે કહ્યું—જો મને પણ વર દેનારા વ્યાસ મારા પિતાને તે રૂપ, વેશ અને વયવાળા દેખાડે તો હું તમારૂં બધું શ્રદ્ધાથી માનું, મારૂં પ્રિય થાય અને જેણે નિસ્ચય કરેલો છે એવો હું કૃતાર્થ થાઊં માટે ઋષિયોમાં મુખ્ય એવા વ્યાસની પ્રસન્નતાથી મારો મનોરથ સમૃદ્ધિ પામો. સૂતપુરાણિકના પુત્રે કહ્યું—જ્યારે તે નરપતિ (રાજા)એ વચન કહ્યું ત્યારે પ્રતાપિ બુદ્ધિમાન્ વ્યાસે કૃપા કરી અને પરિક્ષિતુને આણ્યા, તેથી રાજા જનમેજયે તે રૂપ ને વયવાળા, સ્વર્ગથી આવેલા નરોનાપતિ એવા શ્રીમાન્ પિતાને જોયા. મહાત્મા શમીક ને એના તે પુત્ર શૃંગિને અને રાજાના જે અમાત્યો હતા તેઓને દીઠા. પછી આનંદ પામેલા પૃથ્વીનાપતિ રાજા એવા તે જનમેજય પોતે દિક્ષાના અંતમાં સ્નાન કરવા લાગ્યા અને પિતાને ન્હાવા વિજ્ઞપ્તિ કરવા લાગ્યા. તે વખતે સ્નાન કરીને રાજા પ્રતિદિન ધાન્ય માગનારના કુળમાં થયેલ વૃદ્ધ કારિગરના પુત્ર આસ્તીક નામના વિપ્રને આ વચન કહેવા લાગ્યા—હે આસ્તીક, જેથી આજ મારા શોકને નાશ પમાડનાર આ મારા પિતા આવ્યા તેથી આ યજ્ઞ જૂદા જૂદા પ્રકારનાં આશ્ચર્યવાળો છે એમ મારૂં માનવું છે. આસ્તીકે કહ્યું—હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, જે યજ્ઞમાં જૂના ઋષિ તપના

ખજાનારૂપ દ્વૈપાયન (વ્યાસ) હોય તેના એ લોક જીતેલા થાય. હે પાંડવના પુત્ર, તમે વિચિત્ર આખ્યાન સાંભળ્યું, સર્પોને ભસ્મને આધીન પ્રાપ્ત કર્યા અને હે પૃથ્વીના ઇશ્વિર, તમારી સત્યતાથી કોઈ પણ રીતે મુક્ત થયેલ તક્ષક પિતાની પદવીને પ્રાપ્ત થયો, સર્વ ઋષિયોને પૂજ્યા, મહાત્માનિ ગતિ જોઈ, પાપને મટાડનાર આખ્યાન સાંભળ્યાથી અતિ મ્હોટો ધર્મ પ્રાપ્ત થયો અને દાનિ અથવા મ્હોટા જનોનાં દર્શનથી હૃદયની ગાંઠ છૂટી. જેઓ ધર્મમાં આશ્રયને ધારણ કરનારા છે, જેઓ સદાચરણમાં પ્રીતિ કે ઇચ્છાવાળા છે અને જેઓને જોઈને પાપહીન થાય છે તેઓ નમસ્કાર કરવા યોગ્ય છે. સૂતના પુત્રે કહ્યું—દ્વિજોમાં શ્રેષ્ઠ એવા ઋષિથી આ સાંભળી તે રાજા જનમેજય તે ઋષિને વારંવાર માન આપિ પૂજવા લાગ્યા અને હે શ્રેષ્ઠ, ધર્મને જાણનાર તે અવિનાશિ કૃષ્ણરૂપ ઋષિ વૈશંપાયનને વનવાસની કથાના શેષ (બાકી) ભાગને પણ પૂછવા લાગ્યા.

पप्रच्छतमृषिंचापिवैशम्पायनमच्युतम् ।
कथावशेषंधर्मज्ञोवनवासस्यसत्तम ॥१८॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वाणि पु० ज० स्व० पञ्चत्रिंशोऽध्यायः ॥ ३५ ॥

---

जनमेजयउवाच—दृष्ट्वापुत्रांस्तथापौत्रान्सानुबन्धान्जनाधिपः ।
धृतराष्ट्रःकिमकरोद्राजाचैवयुधिष्ठिरः ॥१॥

જનમેજયે પૂછ્યું—કુટુંબ વગેરે સહિત પુત્રો તથા પૌત્રોને જોઈ જનોના અધિપતિ ધૃતરાષ્ટ્ર અને રાજા યુધિષ્ઠિર પણ શું કરવા લાગ્યા? વૈશંપાયને કહ્યું–હે નૃપ, તે મ્હોટું આશ્ચર્યરૂપ પુત્રોનું દર્શન થવું જોઈ શોકથી રહિત થયેલા તે રાજઋષિ પાછા આશ્રમ પ્રત્યે આવ્યા. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી બીજો સઘળો લોક અને તે ઉત્તમ ઋષિયો ઇચ્છા પ્રમાણે સધાવ્યા અને સ્ત્રીઓ સહિત જેઓના થોડા ઘણા સૈનિકો છે એવા મહાત્મા પાંડવો તો પાછા તે મહાત્મા પૃથ્વીપતિ પાસે ગયા. તે સમયે બ્રહ્મર્ષિ લોકોએ માનેલા સત્યવતીના પુત્ર બુદ્ધિમાન્ મુનિ વ્યાસ તે આશ્રમને પામેલા ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા-હે મહાભુજ કૌરવના પુત્ર ધૃતરાષ્ટ્ર સાંભળો, તમે જ્ઞાનથી વૃદ્ધ, પુણ્ય કર્મવાળા, કુળ અથવા જન્મભૂમિથી વૃદ્ધ, વેદને વેદનાં અંગોને જાણનારા, ધર્મને સમજનારા અને જૂના એવા ઋષિયોની વિવિધ કથાઓ કહે-

તાં સ્પષ્ટ સાંભળેલી છે માટે શોકમાં મન ધારણ કરો માં. પંડિત માણસ ભાગ્યની બાબતમાં વ્યથા પામતો નથી, તમે દેવના સરખા જ્ઞાનવાળાના હૃદયથી દેવોનું રહસ્ય સાંભળેલું છે. વળી તેઓ ક્ષત્રિયના ધર્મે કરી શસ્ત્રથી પવિત્ર એવી શુભ ગતિને પામ્યા છે અને તમે જે રીતે દીઠા તે રીતે પુત્રો ઇચ્છા પ્રમાણે ફરનારા છે. સર્વ ભાઈયોથી સહિત, સ્ત્રીઓ સહિત અને સુહૃજ્જનો સહિત બુદ્ધિમાન્ યુધિષ્ઠિર પોતે તમને અનુસરે છે, હવે એને રજા આપો અને એ પોતાના રાજ્યને આજ્ઞામાં રાખો; કેમકે વનમાં વસતા તેઓનો સારી રીતે અધિક માસ ગયો, હે કુરૂના કુળને ધારનાર નરોના અધિપતિ, એ રાજ્ય નામે સ્થાન નિત્ય યત્નથી સાચવવા યોગ્ય છે અને એ બહુ ઇચ્છા કરનાર શત્રુઓવાળું હોય છે. આ પ્રમાણે અતુલ તેજસ્વી વ્યાસે કહેલા કૌરવ રાજા ઉત્તમ વક્તા ધૃતરાષ્ટ્ર યુધિષ્ઠિરને બોલાવી વચન બોલ્યા—જેઓના શત્રુઓ નથી થયેલા એવા હે યુધિષ્ઠિર, તમારૂં કલ્યાણ થાઓ, મારૂં કહેવું ભાઇયો સાથે તમે સાંભળો. હે પૃથ્વીના પાલક, તમારી પ્રસન્નતાથી શોક અમને અતિ બાધ કરતો નથી. હે વિદ્વન્ હે પુત્ર, હું પ્રિયોમાં વર્ત્તનારા નાથ એવા તમે તેણે અનુસરેલો હસ્તિનાપુરમાં પ્રથમની પેઠે રમુ છું. હે મહાભુજ પુત્ર, મને તમારાથી પુત્રનું ફળ પ્રાપ્ત થયું છે, તમારામાં મારી ઉત્તમ પ્રીતિ છે અને મને ક્રોધ નથી માટે જાઓ, ઘણો વખત કરો માં. અહીં તમને જોઈને મારૂ તપ ઓછું થાય છે, તમને જોઇ મેં ફરી તપયુક્ત શરીર ધારણ કર્યું. હે પુત્ર, તેમજ આ મારી તુલ્ય વ્રતવાળી ખરી પડેલાં પાંદડાંઓનું ભક્ષણ કરનારાં તમારાં માતાઓ ઘણો કાળ વર્ત્તશે નહિ. વ્યાસના તપના પરાક્રમથી તથા તમારા સમાગમથી મેં બીજા લોકમાં ગયેલા દુર્યોધન વગેરેને દીઠા. હે પાપથી રહિત, હવે મારૂં જીવવાનું પ્રયોજન નિવૃત્ત થયું છે (ફળ પૂર્ણ થયું છે) તેથી ઉગ્રતપ કરિશ. તમે તે આજ્ઞા આપવા યોગ્ય છો. હે મહાભુજ પુત્ર, આજ તમારે વિષે પિંડ કીર્ત્તિ ને આ કુળ રહેલું છે માટે આજ અથવા કાલ જાઓ અને ઘણો કાળ કાઢો માં. હે સમર્થ ભરત શ્રેષ્ઠ, તમે બહુવાર રાજનીતિ સાંભળી છે અને તમે મારૂ પૂર્ણ કર્યું છે તેથી તમને કહેવા જેવું કશું જોતો નથી. વૈશંપાયને કહ્યું–આ રીતે કહેલા વચનવાળા તે રાજાને નૃપ યુધિષ્ઠિર કહેવા લાગ્યા–હે ધર્મને જાણનાર, મને અપરાધ વિના તજવા યોગ્ય નથી. મારા સર્વ ભાઇયો અને અનુચરો (સેવકો) ઇચ્છા પ્રમાણે જાઓ પણ નિયમિત વ્રતવાળો હું તો તમને તથા બે માતાઓને અનુસરીશ. આ સાંભળ્યા પછી ગાંધારી તેને કહેવા લાગ્યાં–હે પુત્ર, એમ કરો માં અને

સાંભળો. કુરૂ કુળ અને મારા સસરાનો પિંડ તમારામાં આધીન રહેલો છે મા-
ટે હે પુત્ર જાઓ બહુ થયું, આટલા કાળ સુધી તમે અમને પૂજ્યા, હે પુત્ર
રાજા જે કહે છે તે પિતાનું વચન તમારે કરવું ઘટે છે. વૈશંપાયને કહ્યું–
આવી રીતે ગાંધારીએ કહેલા તે સ્નેહનાં આંસુઓથી ભરેલાં નેત્રોને
શુદ્ધ કરી રૂદન કરતાં કુંતિને આ વચન કહેવા લાગ્યો–રાજા અને યશસ્વિની
ગાંધારી મને મોકલે છે પણ તમારામાં બાંધેલા ચિત્તવાળો દુઃખી હું કેમ!
જઈ શકિશ? હે ધર્મને આચરનારાં, તમારાં તપને વિઘ્ન કરવા ઉત્સાહ પામ-
તો નથી કેમકે તપથી બીજું ઉત્તમ નથી અને તપથી મનુષ્ય બ્રહ્મને પામે
છે. હે રાણી, જે રીતે મારી પણ બુદ્ધિ પ્રથમ રાજ્યમાં હતી તે રીતે હાલ
નથી અને મન સર્વ રીતથી તપમાંજ પ્રીતિવાળું છે. હે શુભે, શૂન્ય એવી
આ સઘળી પૃથ્વી મને પ્રીતિ કરનાર નથી, આપણા બાંધવો અતિ ક્ષીણ
થયા છે અને જે પ્રમાણે પ્રથમ સૈન્ય હતું તે પ્રમાણે હવે આપણું સૈન્ય
નથી. હે કલ્યાણી, પંચાલદેશના જનો અતિમાં અતિ ક્ષીણ થયા છે અને કથા
માત્ર શેષ રહેલા છે તેથી હું તેઓના કોઇને પણ કુળનો કરનાર જોતો નથી;
કારણ કે રણના આંગણામાં દ્રોણે તેઓ સર્વને પૂર્ણ ભસ્મપ-
ણાને પામાડયા હતા અને જે શેષ રહેલા હતા તેઓને રાત્રિ-
માં દ્રોણના પુત્રેજ હણ્યા, તેમજ ચેદિ તથા મત્સ્ય દેશના લોકો
આપણે પ્રથમ જોયેલા હતા, હવે નથી. એક વૃષ્ણિયોનું મંડલ વસુદેવના
પુત્ર કૃષ્ણના આશ્રયથી રહેલું છે કે જેને જોઈ હું ધર્મને અર્થે રહેવા ઈચ્છું છું
પણ સ્વાર્થના કારણથી રહેવા ચ્હાતો નથી માટે અમને કલ્યાણથી જુઓ.
તમારૂં દર્શન દુર્લભ છે કેમકે રાજા સહન નહિ થાય એવું તીવ્ર તપ આ-
રંભનાર છે. આ સાંભળીને મહાભુજ યોદ્ધાઓના પતિ સહદેવ આંસુઓથી
ભરેલા નેત્રવાળા બની યુધિષ્ઠિરને આ કહેવા લાગ્યા–હે ભરત શ્રેષ્ઠ, હું માતાને
તજવા ઉત્સાહ પામતો નથી માટે હે સમર્થ, તમે જલદી જાઓ હું તપ ક-
રિશ અને અહિંજ તપથી આ શરીરને શોષ પમાડીશ. હું રાજાના તથા
આ બે માતાઓના ચરણની સેવામાં પ્રીતિમાન્ છું. આ સાંભળ્યા પછી
કુંતી તે મહાભુજ સહદેવને મળી કહેવા લાગ્યાં–હે પુત્ર જાઓ, તમે આવું
કહો માં અને મારૂં વચન કરો, તમારૂં સઘળું જવું કલ્યાણકારિ થાઓ તથા
હે પુત્રો સ્વસ્થ થાઓ, આમ કરવાથી અમારા તપનાં કાર્યમાં રોધ થાય
છે અને તમારા સ્નેહરૂપ પાસલાએ બાંધેલી હું ઉત્તમ તપથી હીન થાઉછું.
તેથી હે સમર્થ પુત્ર, તમે જાઓ હવે અમારૂં શેષ રહેલું આયુષ થોડું છે

આ પ્રમાણે હે રાજેંદ્ર, કુંતીએ બહુ પ્રકારનાં વાક્યોથી સહદેવનું અને વિશેષે કરી રાજાનું મન સ્થિર કર્યું. આ રીતે માતાએ તથા રાજાએ ઠીક આજ્ઞા આપેલા કુરૂઓમાં શ્રેષ્ઠ એવા તેઓ કુરૂ શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રને ચરણમાં વંદન કરી આજ્ઞા લેવા આરંભ કરવા લાગ્યા. યુધિષ્ઠિર બોલ્યા—હે રાજન્, તમે આજ્ઞા કરેલા અને કલ્યાણ અથવા સુખથી આનંદ પમાડેલા પાપથી રહિત થયેલા અમે સુખથી રાજ્ય પ્રત્યે જાઇશું, આ રીતે મહાત્મા ધર્મરાજાએ તે રાજઋષિને કહ્યું ત્યારે તે પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર કૌરવ યુધિષ્ઠિરને પ્રસન્ન કરી આજ્ઞા આપી બળિયાઓમાં શ્રેષ્ઠ એવા ભીમને શાંત કરયા. બુદ્ધિમાન્, પરાક્રમી, ધારણાથી યુક્ત બુદ્ધિવાળા તે પણ એમને સારી રીતે મળ્યા. તે કૌરવ ધૃતરાષ્ટ્ર અર્જુનને આલિંગન કરી અને જોડલાં એવા પુરૂષોમાં શ્રેષ્ઠ નકુલ, સહદેવને મળી પ્રસન્ન કરી આજ્ઞા આપવા લાગ્યા. ગાંધારીએ પણ આજ્ઞા આપેલા, તેના ચરણમાં જેઓએ વંદન કરેલું છે એવા અને માતાએ આઘ્રાણ કરેલા (સુઘેલા) તથા મળેલા તેઓ સર્વ સ્તનપાનથી નિવારણ કરવા વખતે રહેલા વત્સો (પુત્રો કે વાછડા)ની પેઠે નરોના પતિ ધૃતરાષ્ટ્રને પ્રદક્ષિણા કરવા લાગ્યા. આ રીતે વારંવાર જોતા તેઓ પ્રદક્ષિણા કરવા લાગ્યા. તે પછી દ્રૌપદી વગેરે સર્વ કૌરવ સ્ત્રીઓ ન્યાયથી સસરામાં વૃત્તિ જોડી ચાલતી થઇ અને સાસુઓએ આજ્ઞા આપેલી, મળીને પ્રસન્ન કરેલી અને આ પ્રમાણે કર્તવ્ય છે એમ સંદેશો આપેલી તેઓ પતિયોની સાથે પ્રયાણ કરવા લાગી, તેથી સારથિ લોકોનો 'વાહનો જોડો' એમ શબ્દ થયો અને બૂમ પાડતા ઉંટોનો તથા હણહણતા ઘોડાઓનો શબ્દ થયો. તે પછી સ્ત્રીઓ સહિત, સૈનિકો સહિત. અને બાંધવો સહિત રાજા યુધિષ્ઠિર ફરી (પાછા) હસ્તિનાપુર નામના નગર પ્રત્યે આવ્યા.

ततोयुधिष्ठिरो राजासदारःसहसैनिकः ।
नगरंहास्तिनपुरंपुनरायात्सबान्धवः ॥ ९२ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वाणि पु० यु० षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

॥ पुत्रदर्शनपर्वसमाप्तम् ॥

## अथ नारदागमन पर्व.

वैशम्पायनउवाच–द्विवर्षोपनिवृत्तेषुपाण्डवेषुयदृच्छया।
देवर्षिर्नारदोराजन्नाजगामयुधिष्ठिरम् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—હે રાજન્, જ્યારે પાંડવો બે વર્ષ સુધી નિવૃત્તિ પામ્યા હતા ત્યારે સ્વેચ્છાથી દેવ ઋષિ નારદ યુધિષ્ઠિર પાસે આવ્યા. તેનો સત્કાર કરી મહાભુજ, વક્તાઓમાં ઉત્તમ, કુરૂરાજ યુધિષ્ઠિર બેઠેલા અને વિશ્વાસ પામેલા નારદને કહેવા લાગ્યા—હે વિપ્ર, મેં ભગવાન્ એવા આપને ઘણા વખતથી આવેલા જોયા નથી માટે કેમ તમારૂં કુશળ છે, અથવા શુભ પ્રાપ્ત થાય છે? તમે કયા દેશો જોયા અને હું તમારૂં શું કામ કરૂ તે કહો, કેમકે તમે દ્વિજોમાં મુખ્ય તથા અમારી ઉત્તમ ગતિરૂપ છો. નારદ કહેવા લાગ્યા—હે નૃપ, મેં તમને ઘણે કાળે જોયા છે એ કારણથી હું તપોવન થકી આવ્યો તથા મેં ગંગાનદી અને તીર્થો જોયાં. યુધિષ્ઠિર બોલ્યા—હાલ ગંગાના તીરમાં વસનારા મારા પુરૂષો મહાત્મા ધૃતરાષ્ટ્રને ઉત્તમ તપ કરતા કહે છે માટે તમે કેમ તેમને જોયેલા છે? કુરૂ કુળને ધારનાર તે ત્યાં કુશળ યુક્ત છે. ગાંધારી, કુંતી અને સૂતનો પુત્ર સંજય કુશળ છે? આજ મારા પિતા, પૃથ્વીના પતિ તે ધૃતરાષ્ટ્ર કેવી રીતે વર્ત્તે છે? હે ભગવન્, તમે જો નૃપતિ (રાજા)ને જોયા હોય તો સાંભળવા ઇચ્છું છું. નારદ બોલ્યા—હે મહારાજ, મેં તે તપોવનમાં જે રીતે જોયેલું છે અને સાંભળેલું છે તે રીતે યથાર્થ વર્તવું સ્થિર થઇ સાંભળો. હે નૃપ હે કુરૂના પુત્ર, જ્યારે તમે વનવાસથી નિવૃત્ત થયા ત્યારે તમારા પિતા કુરૂ ક્ષેત્રથી ગંગાના દ્વાર પાસે ગયા. ગાંધારી સહિત વહુ કુંતીથી યુક્ત, સૂત સંજયથી યુક્ત, અગ્નિહોત્ર સહિત અને યાજકો સહિત ગયેલા, તપરૂપ ધનવાળા, બુદ્ધિમાન્ તમારા પિતા તે ધૃતરાષ્ટ્ર તીવ્ર તપ કરવા લાગ્યા. પાષાણને મુખમાં ધારણ કરી વાયુને ભક્ષણ કરનાર મુનિ થયા. વનમાં સર્વ મુનિયોએ તે મહા તપસ્વી સત્કાર કરેલા થયા અને તે નરોના પતિ ધૃતરાષ્ટ્ર ૬ માસ જેની ત્વચા તથા હાડકાં ફક્ત શેષ રહેલાં છે એવા થયા. હે ભારત, ગાંધારી જળનો આહાર કરનારાં, કુંતી માસ સુધી ઉપવાસવાળાં અને સંજય છઠ્ઠા દંકના ભોજનથી વૃત્તિ ચલાવવા લાગ્યો. હે સમર્થ, ત્યાં યજ્ઞ કરાવનારાઓ વિધિ પ્રમાણે વનમાં નૃપ (રાજા)ના જોતાં અને નહિ જોતાં અગ્નિયોને હોમવા લાગ્યા. એ પછી તે રાજા સ્થાન રહિત અને વનનો આશ્રય કરવા લાગ્યા. તેમ

સંજય અને ભેગી એવી તે બે દેવીઓ પણ તેને અનુસરવા લાગી. સરખા અને સરખા નહિ એવા ભાગોમાં નરપતિ ધૃતરાષ્ટ્રને લેઈ જનાર સંજય જે રીતે થયા તે રીતે નિંદાથી રહિત એવાં કુંતી ગાંધારીનાં ચક્ષુરૂપ થયાં. પછી કોઈ વખતે ગંગાના સમીપ ભાગમાં નરપતિયોમાં શ્રેષ્ઠ, આશ્રમ તરફ મુખ રાખનારા, બુદ્ધિમાન્ તે સ્નાન કરવા લાગ્યા. એ પછી વાયુ ઉત્પન્ન થયો અને મહાન્ વનમાં થયેલો અગ્નિ ચોતરફથી તે સઘળાં વનને પામી બાળવા લાગ્યો. જ્યારે ચોતરફથી મૃગલાઓનાં ટોળાં તથા બે જીભવાળા સર્પો બળવા લાગ્યા, વરાહોનાં ટોળાંઓ જળનાં સ્થાનકોને આશ્રય કરવા લાગ્યાં, તે વન, અગ્નિએ બળવા લાગ્યું અને હે રાજન્, તમારી માતાઓ અતિ કૃશ હોવાથી ચાલવા સમર્થ નહિ થઈ ત્યારે મંદ ઇંદ્રિયોની ચેષ્ટાવાળા તે નરોના પતિ જીતનારાઓમાં ઉત્તમ ધૃતરાષ્ટ્ર અગ્નિને સમીપ આવતો જાણી તે વખતે સૂત સંજયને આ કહેવા લાગ્યા—હે સંજય, જ્યાં અગ્નિ ક્યારેય પણ તમને બાળે નહિ ત્યાં જાઓ, અહિં અગ્નિથી યુક્ત અમે ઉત્તમ ગતિ પામશું. આ સાંભળી ઉદ્વેગ પામેલા વક્તાઓમાં ઉત્તમ સંજયે તેને કહ્યું—હે રાજન્, આ તમારો અપ્રિય નાશ અગ્નિથી વૃથા થશે અને હું અગ્નિથી મૂકાવામાં ઉપાય દેખતો નથી માટે અહિં હવે પછી કરવાનું હોય તે તમે કહેવા યોગ્ય છો. આ રીતે સંજયે કહેલા તે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ફરી આ વાક્ય બોલ્યા—હે સંજય, ઘેરથી પોતાની મેળે નીકળેલા આપણે છીયે તેઓનું આ મરણ અપ્રિય નથી; કેમકે તાપસોનાં જળ, અગ્નિ, વાયુ, અથવા અનશન (ભોજન નહિ કરવાનું વ્રત) પણ વખણાય છે માટે જાઓ ઘણી વખત ગાળોમાં, આ પ્રમાણે સંજયને કહી મનનું સમાધાન કરી તે વખતે રાજા ગાંધારી તથા કુંતીની સાથે પૂર્વ તરફ મુખ કરી બેઠા. તે પ્રમાણે થયેલા તેને જોયા. પછી સંજય પ્રદક્ષિણા (જમણી તરફ) કરવા લાગ્યો અને ધારણાથી યુક્ત બુદ્ધિવાળા તેણે એને એમ કહ્યું—હે પ્રભુ, આત્માને ઇશ્વરમાં જોડો, એનું તે વચન ઋષિ (વ્યાસ)ના પુત્ર બુદ્ધિમાન્ તે રાજાએ ગ્રહણ કર્યું. તે સમયે તમારા પિતા તે રાજા ઇંદ્રિયોના સમૂહને રોકી કાષ્ટની ઉપમા અપાય એવા થયા અને મ્હોટા અંશવાળાં ગાંધારી તથા તમારી માતા એ બે દાવાગ્નિથી યુક્ત થયાં અને રાજાનો સહાય એવો સંજય તો દાવાગ્નિથી મુક્ત થયો. મેં ગંગાના કાંઠામાં તેને તાપસોએ વિંટેલો જોયો હતો. તેજસ્વી બુદ્ધિમાન્ તે સંજય તેઓની આજ્ઞા લઇ આ સઘળું નિવેદન કરી હિમાલય પર્વત પ્રત્યે ગયો. આ રીતે હે રાજન, તે મ્હોટા મનવાળા કુરૂ-

રાજા અને તમારી માતા એવાં કુંતી તથા ગાંધારી મરણ પામ્યાં. હે ભારત, પોતાની ઇચ્છાથી ફરતાં મેં રાજાનું શરીર જોયું હતું. વળી તે બે પટરાણીયોનાં શરીર પણ જોયાં હતાં. પછી તે તપના વનમાં તપરૂપ ધનવાળા ઋષિયો આવ્યા હતા પણ તે વખતે રાજાનો નાશ સાંભળી તેઓએ તેની ગતિયોનો શોક કરયો નહતો. ત્યાં હે પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડવ, જે રીતે રાજા અને તે બે પટરાણીયો બળી એ સઘળું મેં સાંભળ્યું. હે રાજેંદ્ર, તે પૃથ્વી-નાપતિ ધૃતરાષ્ટ્ર, તમારી માતા કુંતી અને ગાંધારી પોતાની મેળે અગ્નિના સં-યોગને પામ્યાં માટે શોક કરવો નહિ. વૈશંપાયને કહ્યું—આ ધૃતરાષ્ટ્રનું મર-ણ સાંભળીને તે વખતે સર્વ મહાત્મા પાંડવોને મહાન્ શોક ઉત્પન્ન થયો અને જનાનાઓનો મ્હોટો પીડિત સ્વર થયો, તેમજ નગરના જનોનો રા-જાની ગતિ સાંભળી તે વખતે પીડિત નાદ થયો—અહો ધિક્ છે એમ બૂમ પાડી અતિ દુઃખવાળા ઊંચા કરેલા હાથવાળા માતાને સંભારતા યુધિષ્ઠિર રૂદન કરવા લાગ્યા. ભીમસેન વગેરે પણ તે સર્વ ભાઈયો રોવા મંડ્યા તે વ-ખતે હે મહારાજ, અંતઃપુરોમાં તે રીતે મરેલાં કુંતીને સાંભળી અતિ મ-હાન્ રોવાનો શબ્દ પ્રકટ થયો અને સર્વ તેઓ તે રીતે બળેલા, જેના પુ-ત્રોને હણ્યા છે એવા તે રાજાની તથા તે તપસ્વિની ગાંધારીની પાછળ શોક કરવા લાગ્યા. જ્યારે હે ભારત, બે ઘડીવાર થયાની પેઠે થઈ તે શબ્દ વિરામ પામ્યો ત્યારે ધર્મરાજ ધીરજથી આંસુ લુઇ આ વચન કહેવા લાગ્યા.

तस्मिन्नुपरतेशब्देमुहूर्त्तादिवभारत ।

निगृह्यबाष्पंधैर्येणधर्मराजोऽब्रवीदिदम् ॥ ४९ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि ना० दा० धृ०सप्तत्रिंशो ऽध्यायः ॥ ३७ ॥

---

युधिष्ठिरउवाच—तथामहात्मनस्तस्यतपस्युग्रेचवर्ततः ।

अनाथस्येववचनेतिष्ठत्स्वस्मासुबन्धुषु ॥ १ ॥

યુધિષ્ઠિર કહેવા લાગ્યા—અનાથની પેઠે રહેલા, તે રીતે ઉગ્ર તપમાં વ-ર્તનારા, મહાત્મા તે ધૃતરાષ્ટ્રનાં વચનમાં બંધુઓ અમે રહ્યા છતાં જ્યાં એ વિચિત્રવીર્યના પુત્ર આ રીતે વનના અગ્નિએ બળ્યા ત્યાં હે બ્રહ્મન્, મારૂં એવું માનવું છે કે પુરૂષોની ગતિ દુઃખે જણાય એવી છે. વળી ભુજાઓ-

થી શોભનારા જે ધૃતરાષ્ટ્રના શ્રીમાન્ સો પુત્રો હતા તથા જે રાજા દશહજાર હાથિના બળની બરોબર બળવાળો હતો તે દાવાગ્નિથી બળ્યો, પૂર્વે ઉત્તમ સ્ત્રીઓ જેને તાલના પંખાઓથી વાયુ નાંખતી હતી તેને દાવાગ્નિથી નાશ થયાથી હાલ ગીધ પક્ષિયો પવન ઉડાડે છે, સૂત અને માગધલોકોના સમૂહો જે સૂતેલા રાજાને જગાડતા હતા તે નરોના પતિ મારા પાપિનાં કર્મોએ કરી ધરતીમાં સુવે છે, હું જેના પુત્રોને હણેલા છે એવાં યશવાળાં, પતિના લોકને પામેલાં તથા સ્વામિના વ્રતમાં રહેલાં ગાંધારીનો શોક કરતો નથી પણ જે કુંતી સમૃદ્ધિવાળાં, પુત્રના અધિપતિપણાને તજી અતિ મ્હોટા દીપ્તવનવાસને પસંદ કરવા લાગ્યાં તેનો શોક કરૂં છું, જેથી આપણે મરેલા જેવા જીવિયે છીયે માટે આપણા આ રાજ્યને ધિક્, બળને ધિક્, પરાક્રમને ધિક્ અને ક્ષત્રિયના ધર્મને ધિક્ છે. હે ઉત્તમ દ્વિજોમાં ઉત્તમ, જેથી તેણે રાજ્યને તજી વનમાં વાસ પસંદ કરયો માટે કાળની ગતિ અવશ્ય અતિ સૂક્ષ્મ છે. યુધિષ્ઠિરની, ભીમની અને વિજય એવા અર્જુનની માતા અનાથની પેઠે કેમ દગ્ધ થયાં? એ રીતે વિચાર કરતો હું મોહ પામું છું. અર્જુને ખાંડવમાં અગ્નિને વૃથા તૃપ્ત કરયો તે ઉપકારને નહિ જાણનાર કૃતઘ્ન છે એમ મારૂં માનવું છે; કેમકે જે અગ્નિ બ્રાહ્મણનો મિષ કરી ભિક્ષાર્થી થઇ જ્યાં આવ્યો હતો ત્યાં તે ભગવાન્ અર્જુનની માતાને બાળવા લાગ્યો, આથી અગ્નિને ધિક્ ને કુંતીના પુત્ર અર્જુનનાં વિખ્યાત એવાં સત્ય પ્રતિજ્ઞાવાન્પણાને ધિક્. હે ભગવન્, આ બીજું મને અતિ કષ્ટરૂપ છે. જે તેવા તપસ્વિ, તે રાજઋષિ પૃથ્વીપતિ કૌરવનો વૃથા અગ્નિથી યોગ થયો. કેમ! એવા પ્રકારનું મરણ થયું, મહા વનમાં તેના મંત્રોથી પવિત્ર અગ્નિયો રહેલા છતાં મારા પિતા વૃથા અગ્નિથી યુક્ત થયેલા નાશ પામ્યા. હું માનું છું. કે કંપતાં, દુબળાં, નાડીયોથી વ્યાપ્ત કુંતી હા તાત ધર્મરાજ એમ મ્હોટા ભયમાં આક્રંદ કરતાં હશે. વળી હે ભીમ, પ્રાપ્ત થા એમ ભયથી કહેતાં મારી માતા ચોતરફ દાવાગ્નિથી વ્યાપ્ત થયેલાં હશે. સહદેવ તેને પુત્રોથી પણ અધિક પ્રિય હતો પણ માદ્રીના પુત્ર તે શૂરાએ એને મુક્ત કર્યાં નહિ. તે સાંભળીને સઘળાઓ એક બીજાને આલિંગી રૂદન કરવા લાગ્યા અને યુગના ક્ષયમાં રહેલાં પંચ મહાભૂતોની પેઠે પાંચ પાંડવો દુઃખે પીડિત થયા. તે પુરૂષોના અધિપતિયોનાં રૂદનથી રોવાનો શબ્દ થતો તેતો મ્હેલની ઊંચાઇયે રોકેલાં પૃથ્વી આકાશને પણ રોવરાવતો હતો.

तेषांतुपुरुषेन्द्राणांरुदतांरुदितस्वनः ।
प्रासादाभोगसंरुद्धेअन्वरौत्सीत्सरोदसी ॥ २१ ॥

इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि ना० यु० अष्टत्रिंशो ऽध्यायः ॥ ३८ ॥

---

नारदउवाच—नासौवृथाग्निनादग्धोयथातत्रश्रुतंमया ।
वैचित्रवीर्योनृपतिस्तत्तेवक्ष्यामिसुव्रत ॥ १ ॥

નારદ બોલ્યા—હે સારાં વ્રતવાળા, એ વિચિત્રવીર્યના પુત્ર નરોનાપતિ ધૃતરાષ્ટ્ર વૃથા અગ્નિએ બળ્યા નથી, ત્યાં મેં જે રીતે સાંભળ્યું છે તે તમને કહેનાર છું. ઇષ્ટિ (યજ્ઞ) કરાવી બુદ્ધિમાન્ વાયુને ભક્ષણ કરનારા વનમાં પેસતાં તેણે અગ્નિયોને તજ્યા હતા એમ અમે સાંભળ્યું છે. હે ભરત શ્રેષ્ઠ, તે પછી નિર્જન વનમાં તેના યજ્ઞ કરાવનારાઓ ઇચ્છા પ્રમાણે તે અગ્નિયોને ફેંકી ગયા હતા તેથી તે વખતેજ વધેલો તે અગ્નિ તે વનમાં થયો હતો અને તેથી તે વન અતિ દીપ્ત થયું હતું એમ તે તપસ્વિયો કહેતા હતા. હે ભરત શ્રેષ્ઠ, મેં જે રીતે તમને કહ્યું તે રીતે જન્હુની પુત્રી ગંગા નદીને કાંઠે તે રાજા તે પોતાનાજ અગ્નિથી યુક્ત થયા. આ રીતે હે પાપ રહિત યુધિષ્ઠિર, મેં જે તેઓને ભગીરથની પુત્રી ગંગાને કાંઠે જોયા હતા તે મુનિયો નિવેદન કરતા હતા, આ રીતે રાજા પોતાના અગ્નિથી યુક્ત થયા હતા અને તે ઉત્તમ ગતિને પામ્યા છે માટે હે જનાધિપ, તમે નરપતિ ધૃતરાષ્ટ્રનો શોક કરોમાં. તમારી માતા પણ ગુરૂની સેવાથી અતિ મ્હોટી સિદ્ધિને પામ્યાં છે, એમાં સંશય નથી. એથી હે રાજેંદ્ર, સર્વ ભાઇયો સહિત તમે તેઓની જળ દેવાની ક્રિયા કરવા યોગ્ય છો માટે અહિં એ કરો. વૈશંપાયને કહ્યું—તે સાંભળ્યા પછી પાંડવોના ધુરંધર નરોમાં શ્રેષ્ઠ તે પૃથ્વીપાલ યુધિષ્ઠિર સગા ભાઇયો સહિત અને સ્ત્રીઓ સહિત નગરથી નીકળ્યા, તેમ જેઓએ રાજસેવાને આગળ કરેલી છે એવા એક વસ્ત્રથી યુક્ત નગર તથા દેશના લોકો ચોતરફથી ગંગા પ્રત્યે ચાલ્યા. પછી જળમાં પ્રવેશ કરી નરોમાં શ્રેષ્ઠ તેઓ સર્વ યુયુત્સુને આગળ કરી મહાત્મા ધૃતરાષ્ટ્રને, ગાંધારીને અને કુંતીને વિધિ પ્રમાણે નામ ને ગોત્ર કહી જળ દેવા લાગ્યા અને શૌચ કરતા તેઓ ત્યાં નગરની બહાર રહ્યા. નરોમાં શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિરે જ્યાં નરશ્રેષ્ઠ નરોનાપતિ ધૃતરાષ્ટ્ર બળ્યા હતા તે ગંગાદ્વાર પાસે વિધિને જાણનારા પ્રાપ્ત વસ્તુને કરનારા નરોને મોકલ્યા અને પૃથ્વીનાપતિ યુધિષ્ઠિરે તે વખતે જેઓને દેવા યોગ્ય વસ્તુઓ આપેલી છે એવા પુરૂષોને તે ગંગાદ્વારમાંજ તે-

ઓનાં કાર્યો કરવાં એમ આજ્ઞા આપી. બારમે દિવસે જેણે શૌચ કરેલું છે એવા નરોના અધિપતિ પાંડવ વિધિ પ્રમાણે દક્ષિણાવાળાં શ્રાદ્ધો આપવા લાગ્યા. તે પૃથ્વીના પતિએ ધૃતરાષ્ટ્રનું નામ લઈ સોનું રૂપુ ગાયો અને અતિ મ્હોટી કિમ્મતવાળી શય્યાઓ આપી. વળી તેજસ્વિ એવા રાજાએ ગાંધારી તથા કુંતીનાં જૂદાં જૂદાં નામ કહીને ઉત્તમ દાન દીધું. જે નર જેટલું જે ઇચ્છે તે નર તેટલું તે પામતો અને પૃથ્વીપતિ તે રાજા તે માતાઓનાં નામ લઈ શય્યા, ભોજન, વાહન, મણિ, રત્ન, ઘર, રથ, વસ્ત્ર, ભોગ અને શણગારેલી દાસીઓને દેતા હતા. આ રીતે અનેક શ્રાદ્ધો આપ્યા પછી તે પૃથ્વીપાલ હસ્તિનાપુર નામના નગર પ્રત્યે આવ્યા તથા રાજાના કહેવાથી જેઓ ગયા હતા તે પુરૂષો પણ તેઓનાં અસ્થિયોને એકઠાં કરી પાછા આવ્યા. આ રીતે તેઓનાં હાડકાંઓને વિધિ પ્રમાણે પુષ્પો ને સુગંધોથી પૂજી ગંગાજી સાથે મેળવી તે પૃથ્વીપતિ (રાજા)ને કહેવા લાગ્યા—હે રાજન્, ઉત્તમ ઋષિ ના. ૨૬ પણ ધર્માત્મા રાજા યુધિષ્ઠિરને આશ્વાસના કરી ઇચ્છા પ્રમાણે પધાર્યા. આ પ્રમાણે બુદ્ધિમાન્ યુદ્ધમાં જેના પુત્રોને હણેલા છે એવા સદા જ્ઞાતિ, સંબંધિ, મિત્રો, ભાઇયો અને પોતાના જનને અર્થે દાનો દેતાં ધૃતરાષ્ટ્રનાં દશ ને પાંચ (પંદર) વર્ષો નગરમાં તથા ત્રણ વર્ષો વનવાસમાં ગયાં ત્યારે જેઓના જ્ઞાતિ તથા બાંધવો નાશ પામેલા છે એવા નરોના પતિ યુધિષ્ઠિર તો નથી અતિ પ્રસન્ન મન જેનું એવા થઈ તે રાજ્ય ધારણ કરતા હતા.

युधिष्ठिरस्तुनृपतिर्नातिप्रीतमनास्तदा । धारयामासतद्राज्यंनिहतज्ञातिबान्धवः ॥ २७ ॥ इति श्रीमहाभारते आश्रमवासिकेपर्वणि ना० श्राद्धदानेऊनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥ समाप्तंनारदागमनपर्व । इदं श्री महाभारतान्तर्गतस्याश्रमवासिकपर्वणोभाषान्तरममदावादनगरनिवास कृता स्वदेशवत्सलमासिकपत्रिकाध्यक्षेणरैक्वद्विजोत्पन्नेनमहानन्दतनुजेनमणिशङ्करेण राज्यमान्य राज्यश्रीमतां नानाभाईतनुजानांभाईशंकरशर्मणांसहाय्यान् जामनगरनिवासिनःप्रश्नोरारव्यनागरद्विजोत्पन्नस्यस्तम्भपुर ( खंभालिया ) संस्कृतपाठशालाध्यापकस्याशुकवेरेवाशङ्करसूनोःशास्त्रिणःकेशवलालस्याग्रे विक्रमसम्वदष्टचत्वारिंशोत्तरैकोनविंशतिशततमेब्दे १९४८ मार्गकृष्णषष्ट्यांचन्द्रवासरेपूर्णंकारयित्वाप्रकाशितंतत्रसत्वरत्वात्प्रमादादज्ञानाद्वादोषः स्यात्तर्हिशोध्यःसुधीभिः

# भारतार्थप्रकाश.

## ॥ अथ मौसल पर्व प्रारंभः ॥

नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमम् ।
देवींसरस्वतींचैवततोजयमुदीरयेत् ॥१॥

નરોમાં ઉત્તમ એવા નારાયણને, નરને (આ નામના ઋષિને) અને દેવી સરસ્વતીને પણ નમસ્કાર કરી પછીથી જયરૂપ ગ્રંથ કહેવાય છે. વૈશંપાયને કહ્યું—પછી જ્યાં છત્રિશમું વર્ષ આવ્યું ત્યારે કૌરવના પુત્ર યુધિષ્ઠિર વિપરીત નિમિતો (શકુનો) દેખવા લાગ્યા. રૂક્ષ કાંકરાઓને ખેરવનાર વાયુઓ વાવા લાગ્યા, કડાકાઓ થવા લાગ્યા અને પક્ષિઓ અપસવ્ય (ડાબાં) મંડલો કરવા મંડયા. મહાનદીઓ ઉંડી જવા લાગી, દીશાઓ ઝાકળથી યુક્ત થઈ તથા ગગનથી અંગારાઓને વર્ષનારી જ્વાલાઓ પૃથ્વીમાં પડવા લાગી. હે રાજન્, નિત્ય સૂર્ય રજથી ઢાંકેલા મંડળવાળો ઉદય વખતે કિરણો રહિત અને કેતુઓથી યુક્ત દેખાવા લાગ્યો. ચંદ્ર ને સૂર્યનાં મંડળો દારૂણ દેખાવા લાગ્યાં, શ્યામ ને રૂક્ષ અંત ભાગવાળા ભસ્મ સરખી તથા રાતી કાંતિવાળા ત્રણ વર્ણો દેખાયા. હે રાજન્, આ ભયને કહેનારા ઘણા ઉત્પાતો અને બીજા પણ ઘણા હૃદયના ઉદ્વેગને કરનારા ઉત્પાતો (સારાં નઠારાંને બતાવનારાં ચિન્હો) દેખાવા લાગ્યા. પછી કંઈક કાળ ગયો ત્યારે કુરૂરાજ યુધિષ્ઠિરે વૃષ્ણિયોના સમૂહનું મુસલે કરેલું નિકંદન સાંભળ્યું, તેથી વસુદેવના પુત્ર કૃષ્ણને તથા બલરામને મુક્ત થયેલા સાંભળી પાંડવ યુધિષ્ઠિર ભાઈઓને લાવી આપણે શું કરશું? એમ બોલ્યા. બ્રાહ્મણના દંડના બળથી વૃષ્ણિને નાશ યુક્ત કરેલા સાંભળી તે પાંડવો વ્યથાવાન્ થયા. તે શૂરાઓએ સમુદ્રના શોષની પેઠે થયેલા તે શાર્ઙ્ગ ધનુષવાળા વસુદેવના પુત્ર કૃષ્ણના મરણને તથા વિનાશને માન્યો નહિ. મુસલે કરેલા નાશને મનમાં ધારી દુઃખ ને શોકવાળા જેના સંકલ્પો નષ્ટ થયા છે એવા ખેદ પામેલા તે પાંડવો બેઠા. જનમેજયે પૂછ્યું–હે ભગવન્, વસુદેવના પુત્રના જોતાં મહારથિ અંધક અને ભોજકુલના જનો કેમ નાશ પામ્યા? વૈશંપાયને કહ્યું—જ્યારે છત્રિશમું વર્ષ આવ્યું ત્યારપછી વૃષ્ણિયોમાં મ્હોટો અન્યાય થયો અને કાળે પ્રેરણા કરેલા તેઓ

મુસલોથી એક બીજાને હણવા લાગ્યા. જનમેજયે પૂછ્યું-હે દ્વિજોમાં ઉત્તમ, કેણે શાપ આપેલા તે શૂરા વૃષ્ણિ અંધક અને ભોજકુળના નરો નાશ પામ્યા તે તમે વિસ્તારથી મને કહો. વૈશંપાયને કહ્યું--સારણ વગેરે શૂરાઓએ તપરૂપ ધનવાળા વિશ્વામિત્ર, કણ્વ અને નારદને દ્વારકાં પ્રત્યે પ્રાપ્ત થયેલા જોયા. દૈવરૂપ દંડે પીડેલા તેઓ સાંબને આગળ કરી સ્ત્રીની પેઠે શણગારી તેઓને મળી પૂછવા લાગ્યા. હે ઋષિઓ, પુત્રની ઇચ્છાવાળા, ઘણાં તેજવાળા, બભ્રુની આ સ્ત્રી છે તે આ તમે ઠીક જાણો છો તેથી કહો કે શું જણશે? આ પ્રમાણે પૂછેલા તે વખતે છેતરપિંડીથી પરાભવ પમાડેલા તે મુનિઓ હે નરાધિપ રાજન્, જે પ્રત્યુત્તર દેવા લાગ્યા તે સાંભળો. વસુદેવના પુત્ર કૃષ્ણના દાયભાગને ભોગવનાર આ સાંબ, વૃષ્ણિ અને અંધકોના વિનાશ માટે ભયંકર લોઢાનું મુસલ જણશે, જેણે કરી અતિ દુષ્ટ વર્ત્તણુકવાળા જેઓને ક્રોધ થયો છે એવા ક્રૂર તમે બળરામ અને કૃષ્ણના વિના સઘળાં કુળને નાશ પમાડશો. શ્રીમાન્, હળરૂપ આયુધવાળા બળદેવ દેહને તજી સમુદ્રને પામશે તથા જરા નામનો પારધી પૃથ્વીમાં સૂતેલા મહાત્મા કૃષ્ણને ભેદશે. આ પ્રમાણે હે રાજન્, ક્રોધથી રાતાં નેત્રવાળા તે મુનિયો તે દુરાત્માઓએ છેતરવાથી પરસ્પર જોઇને પછીથી બોલ્યા, અને તે પ્રમાણે કહ્યા પછી તે મુનિયો મનથી શ્રીકૃષ્ણને શરણ પામ્યા. એ પછી આવું સાંભળીને મધુ દૈત્યને મારનાર, અંતને જાણનાર, બુદ્ધિમાન્ કૃષ્ણ તે વખતે તેઓને એમ કહેવા લાગ્યા કે તેમ થવાનું હતું. આ પ્રમાણે કહીને ઇંદ્રિયોના નિયંતા કૃષ્ણ તે સમયે પુરમાં પેઠા. જગતના પ્રભુ એવા તે કૃષ્ણે કાળને બીજે પ્રકારે કર્યો (ફેરવ્યો) નહિ અને પછી જ્યારે બીજે દિવસ થયો ત્યારે સાંબે તે મુસળને ઉત્પન્ન કર્યું કે જેણે વૃષ્ણિ અને અંધક કુળમાં થયેલા પુરૂષોને પૂર્ણ ભસ્મ કર્યા. વળી જે વૃષ્ણિ તથા અંધકોના વિનાશ માટે મ્હોટું યમના દૂત જેવું હતું. આ રીતે શાપથી થયેલાં જે મુસળને જણ્યું તે પુરૂષોએ રાજાને જણાવ્યું તેથી ખેદ યુક્ત રૂપવાળા રાજાએ તેને સૂક્ષ્મ ચૂર્ણરૂપ કરાવ્યું અને હે નૃપ, પુરૂષોએ તે ચૂર્ણને સમુદ્રમાં ફેંકી દીધું. વળી તેઓએ નગરમાં આહુકના કહેવાથી જાહેર કર્યું કે આજથી આરંભિ અહિં મહાત્મા બળરામનાં, કૃષ્ણનાં, બભ્રુનાં અને સર્વ વૃષ્ણિ તથા અંધકનાં કુળોમાં સર્વ નગરના વાસિઓએ સુરાને આસવ કરવો નહિ. જે કોઈ પણ નર ક્યાંઇ પણ અમારા જાણતાં અજાણતાં પીવાનું કરશે તે પોતે કરનાર બાંધવો સહિત જીવતો શૂળી ઉપર ચઢશે. આ સાંભળ્યા પછી ક્લેશથી રહિત

ક્ર્મવાળા બળરામની આજ્ઞા જાણીને રાજના ભયથી તે સમયે સઘળા ન-રોએ નિયમ કર્યો.

ततोराजभयात्सर्वेनियमंचक्रिरेतदा ।
नराःशासनमाज्ञायरामस्याक्लिष्टकर्मणः ॥२१॥

इति श्रीमहाभारते मौसलपर्वणि मु० प्रथमोऽध्यायः ॥१॥

---

**वैशम्पायनउवाच**–एवंप्रयतमानानांवृष्णीनामन्धकैःसह ।
कालोगृहाणिसर्वेषांपरिचक्रामनित्यशः ॥१॥

વૈશંપાયને કહ્યું—નિત્ય કાળ આ રીતે અંધકો સાથે પ્રયત્ન કરનારા વૃષ્ણિયોનાં ઘરો પ્રત્યે ફરવા લાગ્યો. તે વિકરાલ, વિકટ, મુંડરૂપવાળો, શ્યામ અને પિંગલ વર્ણવાળો પુરૂષ વૃષ્ણિઓના ઘરોને જોઈ ક્યાંઈક દેખાતો તથા ક્યાંઈક નહિ દેખાતો અથવા નહિ ફરતો હતો. મહા ધનુર્ધારિઓ સો તથા હજારો વાર બાણોથી તેને મારતા હતા પણ તે વખતે સર્વ પ્રાણિઓનો જેથી નાશ થાય છે એવો તે કાળ વિંધી શકાતો નહિ હતો. દિવસે દિવસે વૃષ્ણિ ને અં-ધકોના વિનાશ માટે ભયંકર રૂવાડાંઓને હર્ષ પમાડનારા ઘણા ઉત્પાતો ઉ-ત્પન્ન થતા હતા. રસ્તાઓ અતિ વધેલ મૂષિકાઓવાળા થયા, ભેદ પામેલાં માટીનાં વાસણો થયાં અને રાત્રિમાં ઉંદરોએ સૂતેલા જનોના કેશ તથા ન-ખોને ભક્ષણ કર્યા. વૃષ્ણિનાં મકાનોમાં સારિકાઓ ચીચી, કૂચી એમ શબ્દ કરવા લાગી. અને તે શબ્દ દિવસ રાત્રિ શાંત થતો નહિ, તેમ હે ભારત, સારસ પક્ષિયો ઘૂડોના શબ્દને અનુસરવા મંડ્યા અને બકરાઓ શાહૂડીઓ-ના શબ્દને અનુસરવા લાગ્યા. તે સમયે વૃષ્ણિ ને અંધકોનાં ઘરોમાં કાળે પ્રેરેલ શ્વેત અને રાતા પગવાળા પક્ષિ કપોતાઓ (હોલાઓ) ફરવા લાગ્યા. ગાયોમાં ગર્દભો, ખચ્ચરોમાં ઉંટો, કૂતરીઓમાં બિલાડાઓ અને નોળીઓમાં ઉંદરો થવા લાગ્યા. તે વખતે પાપો કરતા વૃષ્ણિઓ લાજ પામતા ન હતા, વળી બ્રાહ્મણો પિતૃ તથા દેવોનો પણ દ્વેષ કરતા હતા. બળરામ અને કૃષ્ણ વિના ગુરૂઓને પણ અપમાન પમાડતા હતા. પત્નીઓ પતિયોને છેત-રતી હતી ને પતિઓ પત્નીઓને છેતરતા હતા. પ્રકાશ પામેલો અગ્નિ જૂદી જૂદી શ્યામ, લાલ અને મંજીઠાના સરખી કાંતિયોને છોડતો ડાબી તરફ ચા-લતો હતો. નિત્ય તે નગરીમાં પુરૂષોએ વારંવાર દિવસને કરનાર સૂર્ય પૂંછડીયા

તારાઓથી યુક્ત દેખાતો હતો. હે ભારત, સિદ્ધ થયેલાં રસોડાંઓમાં અતિ સંસ્કારવાળાં ખવાતાં અન્નમાં પણ હજારો કૃમિઓ દેખાતા હતા. જ્યારે પુ-ણ્યાહવાચન વંચાતું હતું અને મહાત્માઓ જપતા હતા ત્યારે પુરૂષો દોડતા સંભળાતા તથા કોઈ પણ દેખાતો હતો નહિ. તેઓ સર્વ ગ્રહોએ વારંવાર પરસ્પર હણાતાં નક્ષત્રને જોતા હતા પણ કોઈ રીતે ! પોતાનાં નક્ષત્રને નહિ દેખતા. વૃષ્ણિ અને અંધકકુળના નરોનાં મકાનમાં નાદ કરતા પાંચજન્ય નામના શંખની ચોતરફ (પાછળ) ભયંકર સ્વરવાળા ગર્દભો ભૂંકતા હતા. આ રીતે આવેલા કાળના ક્રમને અથવા વિપરીત ભાવને જોતા ઇંદ્રિયોના નિયંતા કૃષ્ણ તેરશને દિવસે આવેલી અમાવાસ્યા તિથિમાં તેઓને જોઈ આ વચન બોલ્યા–જ્યારે ભારત યુદ્ધ આવ્યું હતું ત્યારે જે તિથિ પ્રાપ્ત થઈ હતી ફરીને રાહુએ તે આ ચૌદશને પૂર્ણિમારૂપ કરી અને આજ આપણા ક્ષય માટે આવી, આમ વિચારતા કેશિ દૈત્યને હણનારા કૃષ્ણ તે કાળને વિચારિ છત્રિશમું વર્ષ પ્રાપ્ત થયેલું માનવા લાગ્યા. વળી જેના બાંધવોને હણેલા છે એવા પુત્રના શોકથી સંતાપ પામેલાં પીડાવાળાં ગાંધારી જે કહેતાં હતાં તે આ આવ્યું, તેમ પૂર્વે યુધિષ્ઠિર વ્યૂહવાળાં સૈન્યોમાં અતિ દારૂણ ઉત્પાતો જોઈ જે કહેતા હતા તે આ પ્રાપ્ત થયું. આ પ્રમાણે કહી તેને સત્યજ કરવાને ઇચ્છતા વસુદેવના પુત્ર શત્રુને નિગ્રહમાં રાખનાર કૃષ્ણ તે વખતે તીર્થ યાત્રા કરવા આજ્ઞા આપવા લાગ્યા, અને ત્યાં કેશવાળા કૃ-ષ્ણની આજ્ઞાથી પુરૂષો હે પુરૂષોમાં શ્રેષ્ઠ યાદવો તમારે સમુદ્રની પાસે તીર્થ યાત્રા કરવી એમ જાહેર કરવા લાગ્યા.

अघोषयन्तपुरुषास्तत्रकेशवशासनात् ।
तीर्थयात्रासमुद्रेवःकार्येतिपुरुषर्षभाः ॥२४॥

इति श्रीमहाभारते मौसलपर्वणि उ० द० द्वितीयोऽध्यायः ॥२॥

---

वैशम्पायनउवाच–कालीस्त्रीपाण्डुरैर्दन्तैःप्रविश्यहसतीनिशि ।
स्त्रियःस्वप्नेषुमुष्णन्तीद्वारकांपरिधावती ॥१॥

વૈશંપાયને કહ્યું—રાતે સ્વપ્નાંઓમાં સ્ત્રીનાં મંગળસુત્ર વગેરેને ચોરતી ધોળા દાંતોથી યુક્ત હસતી, કાલાંરૂપવાળી સ્ત્રી દ્વારકાં પ્રત્યે પ્રવેશ કરી દો-ડતી. ભયાનક ગીધ પક્ષિઓ અગ્નિહોત્રનાં સ્થાનકોમાં, ઘરનીપૃથ્વીના મધ્ય-

ભાગોમાં અને ઘરોમાં સ્વપ્ન વિષે વૃષ્ણિ તથા અંધક કુળના જનોને ખાતા હતા, અતિ ભયાનક રાક્ષસોએ ઘરેણાં, છત્ર, ધ્વજ ને કવચો હરણ કરાતાં દેખાતાં હતાં, તે વખતે વૃષ્ણિઓના દેખતાં અગ્નિએ આપેલું લોઢાનું વજ્રનાભ નામનું કૃષ્ણનું ચક્ર સ્વર્ગ પ્રત્યે ગયું. દારૂકના જોતાં મનના સરખા વેગવાળા ઘોડાઓમાં મુખ્ય એવા ચાર ઘોડાઓ સૂર્યના સરખા વર્ણવાળા દિવ્ય જોડેલા રથને હરણ કરતા થકા સાગરની ઉપરથી વર્તવા લાગ્યા. અપ્સરાઓએ તથા બળરામ ને કૃષ્ણે અતિ પૂજેલા તે બે મ્હોટા ધ્વજ, તાલ તથા ગરૂડ એઓને હર્યા અને દિવસ રાત્રિ ઉંચે સ્વરે 'તીર્થ યાત્રા જાઓ' એવી વાણી કહી. આ સાંભળ્યા પછી જવા ઇચ્છતા નરોમાં શ્રેષ્ઠ તે વૃષ્ણિ ને અંધકોના મહારથિયો ત્યારે અંતઃપુર સહિત તીર્થોની યાત્રા ઇચ્છવા લાગ્યા. તે પછી અંધક ને વૃષ્ણિઓએ ઘણા નોખા નોખા પ્રકારનું ખાવાનું, ભક્ષણ કરવાનું (ચાવવાનું), પીવાનું, મદ્ય (મદિરા) અને અનેક તરેહનું માંસ કર્યું. પછી શ્રીમાન્, તીવ્ર તેજવાળા, સૈનિકોના સમૂહો, રથો, ઘોડાઓ અને હસ્તિયો સાથે નગરની બહાર નિકળ્યા. ત્યાંથી ઘણાં ભક્ષણ કરવાનાં અને પીવાનાં વાનાંઓવાળા સ્ત્રીઓ સહિત તે યાદવો તે વખતે ધાર્યા પ્રમાણે અને ઘર પ્રમાણે પ્રભાસમાં વસ્યા. તેઓને સમુદ્રની સમીપમાં રહેલા સાંભળ્યા પછી યોગને જાણનાર અર્થમાં કુશળ તે ઉદ્ધવ તે શૂરાઓની આજ્ઞા લઈ ચાલતા થયા. બે હાથ જોડનાર તે મહાત્માને ચાલતા જોઇ ચરણમાં વંદન કરી વૃષ્ણિઓના વિનાશને જાણતા હરિએ વારવા ઇચ્છા કરી નહિ. તે પછી કાળથી મળેલા તે વૃષ્ણિ ને અંધકોના મહારથિઓ તેજવડે આકાશ પૃથ્વીને ઢાંકી જતા ઉદ્ધવને જોવા લાગ્યા અને તેઓએ તે મહાત્માઓનું બ્રાહ્મણોના અર્થે માટે જે મદિરાના ગંધવાળું અન્ન સિદ્ધ હતુ તે વાનરોને આપ્યું. ત્યાર પછી પ્રભાસમાં તીવ્ર તેજસ્વિ યાદવોનું ઘણાં તૂર્ય વાદિત્રોથી વ્યાપ્ત, નટ ને નાચનારાઓથી સંકુળ મહાપાન થવા લાગ્યું. કૃષ્ણની સમીપમાં કૃતવર્માની સાથે બળરામ, યુયુધાન, ગદ, અને બભ્રુએ પાન કર્યું. પછી સભાના મધ્યમાં મદોદ્ધત, યુયુધાન (સાત્યકિ) કૃતવર્માને હસિ અપમાન પોચાડી કહેવા લાગ્યો—હે હૃદિકના પુત્ર, હણતો પણ કયો! ક્ષત્રિય મરેલાના જેવા સુતેલાઓને હણે (ન હણે), માટે તમે જે કરેલું છે તે યાદવો સહન કરશે નહિ. આ પ્રમાણે યુયુધાને કહ્યું ત્યારે રથવાળાઓમાં શ્રેષ્ઠ, પ્રદ્યુમ્ન -હૃદિકના પુત્ર કૃતવર્માનું અપમાન કરી તે સાત્યકિનાં વચનને વખાણવા લાગ્યા, ત્યારે અતિ કોપેલા કૃતવર્માએ જેમ ડાબા હાથે કરી અપમાન સહિત કહેતા હોય તેમ તેને કહ્યું—વીર એ-

વા તમે યુદ્ધમાં અનશન વ્રતને પામેલા, કાપેલા હાથવાળા, ભૂરિશ્રવાને અ-
તિ ક્રૂર વધથી કેમ પાડયો હતો? આ રીતે તેનું વચન સાંભળી, શત્રુના
શરને હણનાર, ક્રોધવાન તે કૃષ્ણ રોષ સહિત નજરવડે આડું જોવા લા-
ગ્યા અને સત્રાજીતનો જે પ્રસિદ્ધ સ્યમંતક મણિ હતો તે કથા ( વાત)
સાત્યકિએ મધુ દૈત્યને મારનાર કૃષ્ણને સંભળાવી. તે સાંભળીને વખતે અ-
તિ કોપેલા કૃષ્ણને કોપ પમાડતાં, રોતાં, સત્યભામા કૃષ્ણની સમીપ આવ્યાં.
તે સમયે ઉઠીને ક્રોધ સહિત સાત્યકિએ વચન કહ્યું–આ હું સત્યથી સોગ
ખાઊં છું—પાંચ દ્રૌપદીના પુત્રાની ને ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડિની પદવીને
પામું છું. વળી હે સારા મધ્યવાળાં, દ્રોણના પુત્ર અશ્વત્થામારૂપ સહાય-
વાળા, દુરાત્મા, પાપિ જે કૃતવર્માએ નિદ્રામાં સૂતેલા જેઓને મારયા એ
કૃતવર્માનુ આયુષ્ય અને યશ આજ સમાપ્ત થયું છે. આ પ્રમાણે કહી તેણે
કૃષ્ણની સમીપથી ક્રોધ પામી દોડીને કૃતવર્માનું મસ્તક કાપ્યું. તે વખતે ઇં-
દ્રિયોના નિયંતા કૃષ્ણ ચોતરફથી બીજાઓને પણ હણતા, સાત્યકિને નિવાર-
ણ કરવા દોડયા. તે પછી હે મહારાજ, કાળના ક્રમે પ્રેરણા કરેલા, એક
રૂપ થયેલા સર્વ, ભોજ ને અંધકો સાત્યકિને વિંટીવળ્યા. આ રીતે તેઓને,
ક્રોધ પામેલા, ઝટ સમીપ આવતા જોઈ મહા તેજસ્વી, કાળના ક્રમને અ-
થવા તેની વિપરીતતાને જાણતા કૃષ્ણ કોપ્યા નહિ પણ તે વખતે કાળના
ધર્મે પ્રેરેલા પાનના મદથી ભરેલા તેઓ ઉચ્છિષ્ટ પાત્રાથી સાત્યકિને હણવા
મંડયા. તે પછી જ્યારે સાત્યકિ હણાવા લાગ્યો ત્યારે ક્રોધ પામેલા રૂકિમ-
ણીના પુત્ર પ્રદ્યુમ્ન, શિનિના પુત્ર સાત્યકિને મૂકાવવા આવ્યા. તે ભોજોની
સાથે મળ્યા અને સાત્યકિ અંધકોની સાથે મળ્યા. આ રીતે હાથરૂપ દ્રવ્ય-
થી શોભનારા, તે બે શૂરાઓ મેહેનત• કરતા હતા પણ ત્યાં કૃષ્ણ-
ના જોતાં ભોજ ને અંધકોએ બહુપણાથી તે બેને હણ્યા. આ રીતે શિનિના
પુત્ર સાત્યકિને તથા પુત્ર પ્રદ્યુમ્નને હણેલા જોઈ કૃષ્ણે તે વખતે કોપથી એ-
રકાઓની (ચીયા અથવા એક જાતનાં તૃણોની) મુંઠી ગ્રહણ કરી. તે વજ્ર
સરખું લોઢાનું ભયંકર મુસલ થયું અને શ્રીકૃષ્ણ તેણે કરી જે જે આ-
ગળ થતા તેઓને હણવા લાગ્યા. તે પછી ભયંકર યુદ્ધમાં કાળે પ્રેરણા કરેલા
અંધક, ભોજ, શિનિના પુત્રો અને વૃષ્ણિયો મુસલોવડે એક બીજાને હણવા
લાગ્યા. હે નૃપ, તેઓમાંથી કોપેલો જે કોઈ પણ એરકાને લે તો તે હે સમર્થ
રાજન, વજ્રરૂપ થયેલ દેખાતો હતો અને ત્યાં તૃણ પણ મુસલરૂપ થયેલું
દેખાતું હતું. હે પૃથ્વીના પતિ હે રાજન, તે સર્વ બ્રાહ્મણના દંડે કરેલું

હતું એમ જાણો અને તેઓ જે ખડને ફેંકતા હતા તે પણ ન વિધાય એ-વાઓને વિધતું હતું. વળી તે વખતે તે તૃણ વજ્રરૂપ થયેલું દૃઢ મુસલ દેખાતું હતું. આ રીતે હે ભારત, પુત્ર પિતાને અને પિતા પુત્રને હણતો હતો તથા મત્ત થયેલા પરસ્પર યુદ્ધ કરતા તે કુકુર ને અંધકો પતંગીયાઓ અગ્નિમાં પડે તેમ પડતા હતા. હણાતા કોઇ પણ મનુષ્યની પલાયનમાં બુદ્ધિ થતી ન હતી. ત્યાં કાળના પર્યાયને જાણતા મહાભુજ મધુ દૈત્યને હણનાર તે કૃષ્ણ જે મુસલને દેખતા તેનો આશ્રય કરી ઉભા રહેતા હતા. હે ભારત, પછી મધુકુળના અથવા લક્ષ્મીનાપતિ કૃષ્ણ સાંબને, ચારૂદેષ્ણને, પ્રદ્યુમ્નને તથા અનિરૂદ્ધને હણેલા જોઈ ક્રોધ પામ્યા. વળી ગદને સુતેલા જોઇ અતિ કોપવાળા શાર્ઙ્ગ ચક્ર અને ગદાને ધારણ કરનારા તે કૃષ્ણે તે વખતે નિઃશેષ (બાકી રહિત) કર્યું. આ રીતે હણતા તે દશાર્હ કુળના કૃષ્ણને શત્રુનાં પુરને જીતનાર બભ્રુ અને દારૂક એ બે જે કહેવા લાગ્યા તે સાંભળો—હે ભગવન્, તમે અતિ ઘણી વાર સર્વ નરોને માર્યા, હવે બળ-રામનાં પદને ઇચ્છો અને જ્યાં તે છે ત્યાં આપણે જઇએ.

भगवान्निहताःसर्वेत्वयाभूयिष्ठशोनराः ।
रामस्यपदमन्विच्छतत्रगच्छामयत्रसः ॥४७॥

इति श्रीमहाभारते मौसलपर्वणि कृ० प० तृतीयोऽध्यायः ॥३॥

---

वैशम्पायनउवाच—ततोययुर्दारुकःकेशवश्चबभ्रुश्चरामस्यपदंपतन्तः ।
अथापश्यन्राममनन्तवीर्यंवृक्षेस्थितंचिन्तयानंविविक्ते॥१।

વૈશંપાયને કહ્યું—તે સ્થાનથી બળરામના સ્થાન પ્રત્યે દારૂક, કૃષ્ણ અને બભ્રુ ગયા અને તેઓએ અંત રહિત પરાક્રમવાળા વૃક્ષની પાસે બેઠેલા, બળદેવને એકાંત ને પવિત્ર સ્થળમાં વિચાર કરતા જોયા. પછી તે વખતે કૃષ્ણે મ્હોટા મહિમાવાળા દારૂકની પાસે આવી આજ્ઞા કરી—તમે કુરૂને પામી કુંતીના પુત્રને યાદવોના આ સર્વ મ્હોટા પોતાના વધને કહો તથા તેથી બ્રાહ્મણોના શાપ થકી યાદવોને મરેલા સાંભળી અર્જુન ઝટ અહિં આવો. આ રીતે કહેલો તે વખતે નષ્ટ થયેલો વિચારવાળો તે દારૂક રથમાં બેસી કુરૂઓ પાસે ગયો. જ્યારે દારૂક ગયો ત્યારે કૃષ્ણે સમીપમાં રહેલા બભ્રુને વચન કહ્યું—તમે ત્વરાથી સ્ત્રીઓને સાચવવા જાઓ, જેથી ધનના લોભથી

ચોરો એઓને હણિ શકે નહિ. આ રીતે કેશવ એવા કૃષ્ણે આજ્ઞા કરેલો નિશા (ઘેન)થી આતુર અને જ્ઞાતિના વધથી પીડા પામેલો તે ચાલ્યો. પછી બ્રાહ્મણોએ શાપેલો, લોઢાના મુદ્દગળમાં જોડેલો, મ્હોટાં પારધિનાં મુસળે કૃષ્ણ-ની સમીપ વિશ્રામ પામેલા દુઃખે જેનો અંત છે એવા એક બભ્રુને ત્વરા-થીજ હણ્યો. આ રીતે બભ્રુને હણેલો જોયા પછી ઉગ્ર તેજવાળા કૃષ્ણ મ્હોટા ભાઇને કહેવા લાગ્યા–હે રામ, તમે અહિંજ હું જેટલી વારમાં સ્ત્રીઓને જ્ઞા-તિને વશ કરૂં તેટલી વાર મારી વાટ જુઓ. આવું કહ્યા પછી દ્વારકાંપુરી પ્રત્યે પેસી કૃષ્ણે પિતાને વાક્ય કહ્યું–તમે ધનને જીતનારા અર્જુનની વાટ જોતા અમારી સઘળી સ્ત્રીઓને સાચવો, વનના અંતભાગમાં બળરામ મારી વાટ જોતા રહ્યા છે તેથી હું આજ તેમની સાથે મળીશ. મેં પૂર્વે શ્રેષ્ઠ કુરૂઓનું અને હાલ રાજા યાદવોનું આ મરણ જોયું તેથી આજ હું યાદવો વગર આ યાદવોની પુરીને જોવા શક્તિમાન્ નથી માટે મારાથી તે જાણો, જે હું વનમાં જઈ બળરામની સાથે તપ કરિશ. આ પ્રમાણે આ વાક્ય કહી મસ્તકવડે ચરણોને સ્પર્શ કરી (નમી) કૃષ્ણ ત્વરાથી ચાલ્યા. તે સમયે સ્ત્રી ને કુમારો સહિત તે નગરનો મહાન્ શબ્દ પ્રકટ થયો. એ પછી કૃષ્ણ બોલાવતી કે રોતી સ્ત્રીઓનો શબ્દ સાંભળી પાછા આવી બોલ્યા—જે અર્જુન આ પુરી પ્રત્યે આવશે તે નરોમાં ઉત્તમ તે તમને દુઃખથી મૂકાવશે, આમ કહ્યા પછી કૃષ્ણ વનમાં જઈ એકાંતમાં રહેલા એકલા તે બળરામને જોવા લાગ્યા. એ પછી તે કૃષ્ણે યોગવાળા તે બળદેવજીના મુખથી નિકળતા મ્હોટા ધો-ળા નાગને જોયો. ત્યાંથી જોવીં તો તે હજાર મસ્તક (ફણા)વાળો પર્વતના સરખી ઉંચાઈ યુક્ત દેહવાળો રાતાં મુખવાળો નાગ તે પોતાના શરીરને છોડીને ગયો. તેને સમુદ્ર સારી રીતે મળ્યો, પુણ્યકારી નદીઓ મળી અને દિવ્ય નાગ, કર્કોટક, વાસુકિ, તક્ષક, પૃથુશ્રવા, અરૂણ, કુંજર, મિશ્રીશંખ, કુમુદ, પુંડરીક, મહાત્મા નાગ, ધૃતરાષ્ટ્ર, હ્રાદ, કાથ, શિતિકંઠ, ઉગ્રતેજા, નાગ એવા ચક્રમંદ, અતિષંડ, નાગોમાં શ્રેષ્ઠ દુર્મુખ, અંબરીષ અને હે રાજન્, પોતે રાજા વરૂણ પણ આ તે સર્વ સામા આવી સ્વાગત પ્રશ્ન સહિત અર્ઘ્ય જળ અને ચરણનાં જળની ક્રિયાઓથી સત્કાર કરવા લાગ્યા. આ રીતે જ્યારે ભાઈ ગયા ત્યારે સર્વ ગતિઓને જાણનાર દિવ્ય દૃષ્ટિવાળા, શૂન્ય વ-નમાં ફરતા વિચાર કરતા ઉગ્રતેજવાળા વસુદેવના પુત્ર કૃષ્ણ ભૂમિ ઉપર સૂતા. ને વખતે તેણે પ્રથમ જે જાણેલું હતું, ગાંધારીએ પ્રથમ તેને જે વાક્ય કહ્યું હતું અને દુર્વાસાએ પાયસ ( દુધપાક )ના ઉચ્છિષ્ટ લેપથી જે કહ્યું હતું

તે પણ વાક્ય સંભાર્યું તથા અંધક ને વૃષ્ણિયોના નાશને અને કુરૂઓના ક્ષયને વિચારતા મ્હોટા મહિમાવાળા તે સંક્રાંતિના કાળને માનવા લાગ્યા. તે પછી તેણે ઇંદ્રિયોનો રોધ કર્યો તથા ત્રણ લોકના પાલન અર્થે અને અત્રિ પુત્રના વાક્યના પાલન માટે દેવ છતાં પણ સકળ અર્થનાં તત્વને જાણનાર તે દેહના મોક્ષના કારણના નિશ્ચયને ઇચ્છવા લાગ્યા. વળી જેઓએ ઇંદ્રિય, વાણી ને મનને રોકેલ છે એવા કૃષ્ણ મહા યોગને પામી સૂતા. એ પછી મૃગને ઇચ્છતો ઉગ્ર પારધી ત્યારે તે દેશ પ્રત્યે આવ્યો. તે મૃગમાં આસક્ત ત્વરાવાન્, જરા નામના પારધિએ યોગથી યુક્ત સૂતેલા કૃષ્ણને ચરણનાં તળાંમાં બાણથી પ્રહાર કરયો અને તેમને ગ્રહણ કરવાની ઇચ્છાથી તેમની સમીપ ગયો. એ પછી પારધિએ યોગથી યુક્ત પીળાં વસ્ત્રવાળા અનેક ભુજાઓવાળા પુરૂષ (કૃષ્ણ)ને દીઠા. ત્યારે પોતાને અપરાધિ માનિ તે શંકિત મનવાળો જરા પારધિ તેમના ચરણોને ગ્રહણ કરવા લાગ્યો. તે વખતે તેને આશ્વાસના કરતા લક્ષ્મીથી આકાશ પૃથ્વીને વ્યાપિ મહાત્મા કૃષ્ણ ઉંચે ગયા. પછી ઇંદ્ર, અશ્વિની કુમારો, રૂદ્ર, આદિત્યો, વસુઓ, વિશ્વેદેવો, મુનિયો, સિદ્ધો ને ગંધર્વોના મુખ્ય પુરૂષો સ્વર્ગમાં પ્રાપ્ત થયેલા કૃષ્ણની સામા અપ્સરાઓની સાથે ગયા. તે પછી હે રાજન્, લક્ષ્મીવડે આકાશ પૃથ્વીને વ્યાપિ ઉગ્ર તેજવાળા મહાત્મા ઉત્પત્તિરૂપ નાશથી રહિત યોગના આચાર્ય ભગવાન્ નારાયણ માપમાં નહિ આવે એવાં પોતાનાં સ્થાનને પામ્યા. પછી હે રાજન્, ઉત્તમ ગંધર્વોએ ઉત્તમ અપ્સરાઓએ નમેલા સિદ્ધ અને સાધ્યોએ પૂજાતા કૃષ્ણ, દેવ ઋષિ અને ચારણોની સાથે પણ મળ્યા. હે રાજન્, દેવો તે ઇશ્વરને પ્રસન્ન કરવા લાગ્યા. મુનિયોમાં શ્રેષ્ઠ નરો ઋચાઓથી તેને અર્ચન કરવા લાગ્યા, ગંધર્વો પણ તેની સ્તુતિ કરતા ઉભા રહ્યા અને ઇંદ્ર એમને પ્રીતિથી પ્રસન્ન કરવા લાગ્યા.

तंवैदेवाःप्रत्यनन्दन्तराजन्मुनिश्रेष्ठाऋग्भिरानर्चुरीशम् ।
तंगन्धर्वाश्चापितस्थुःस्तुवन्तःप्रीत्याचैनंपुरुहूतोभ्यनन्दत् ॥२८॥

इति श्रीमहाभारते मौसलपर्वणि श्रीकृ० चतुर्थोऽध्यायः ।४॥

---

वैशम्पायनउवाच—दारुकोऽपिकुरून्गत्वादृष्ट्वापार्थान्महारथान् ।
आचष्टमौसलेवृष्णीनन्योन्येनोपसंहृतान् ॥१॥

વૈશંપાયને કહ્યું—દારૂકે પણ કુરૂ મહારથિ કુંતીના પુત્રો પાસે જઈ તેઓને જોઇ મુશળે કરેલા નાશની બાબતમાં વૃષ્ણિયોને એક બીજાવડે સંહાર પામેલા કહ્યા. આ રીતે ભોજ, અંધક અને કુકુર કુળના જનો સહિત વૃષ્ણિયોને નાશ પામેલા સાંભળી શોકથી સંતાપ પામેલા પાંડવો ત્રાસયુક્ત મનવાળા થયા. તે પછી કેશવ ભગવાનના પ્રિય સખા અર્જુન મામાને જોવા ગયા અને આ નથી એમ બોલ્યા. હે પ્રભો, તે શૂર દારૂકની સાથે વૃષ્ણિયોનાં સ્થાન પ્રત્યે જઈ દ્વારકાંને મરેલ નાથવાળી સ્ત્રીની પેઠે જોવા લાગ્યા. પૂર્વે જે સ્ત્રીઓ લોકના નાથ વડે નાથ વાળી હતી તે અનાથ થયેલી સ્ત્રીઓ નાથ કુંતીના પુત્ર અર્જુનને જોઈ વિલાપ કરવા લાગી. જે વસુદેવના પુત્ર કૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓ હતી તેઓનો અર્જુનને આવેલા જોઈનેજ મ્હોટો નાદ થયો. તેઓને જોઇનેજ આંસુઓથી વિંચાઇ ગયેલ નેત્રવાળા કૌરવ તે અર્જુન તથા કૃષ્ણ પુત્રોથી હીન થયેલી તેઓને ફરી જોઈ શકયા નહિ. તે બુદ્ધિમાન્ ઇંદ્રના પુત્ર અર્જુને તે વૃષ્ણિ અને અંધકોરૂપ જળવાળી ઘોડારૂપ માછલાઓવાળી રથરૂપ તારાઓના પતિ ( ચંદ્ર )વાળી વાદિત્ર અને રથોના શબ્દોના સમૂહવાળી મકાનોરૂપ તીર્થના મ્હોટા ધ્રુવાઓવાળી રત્નોરૂપ શેવાલના સમૂહવાળી વજ્ર સરખા કોટની પંક્તિવાળી શેરીઓરૂપ પ્રવાહનાં જળની ઘુમરીઓવાળી ચૌટારૂપ નિશ્ચલ ખાડાઓવાળી અને રામ ને કૃષ્ણરૂપ મ્હોટા ઝુંડવાળી દ્વારકાંરૂપ નદીને તથા તે વખતે કાળરૂપ પાશલાએ ગ્રહણ કરેલી ભયંકર વૈતરણી નદી જેવી જોઇ. વળી શ્રેષ્ઠ વૃષ્ણિયોથી હીન, જેથી શોભા અને ધન જતું રહ્યુંછે એવી આનંદ રહિત થયેલી તે નગરીને શિશિરકાળમાં થયેલી કમળિનીના જેવી દીઠી. આ રીતે તે દ્વારકાંને અને તે કૃષ્ણની સ્ત્રીઓને જોઇ કુંતીપુત્ર અર્જુન શબ્દ સહિત આંસુ પાડિ પૃથ્વીતલ ઉપર પડયા; તેથી હે રાજન્, સત્રાજીતની પુત્રી સત્યભામા અને રૂકિમણી તેની નજીક દોડી ધનને જીતનાર અર્જુનને વિંટી રૂદન કરવા લાગ્યાં. તે પછી તેને ઉઠાડી સુવર્ણના આસન ઉપર બેસારી કશું નહિ બોલતી તે સ્ત્રીઓ મહાત્માને વિંટીવળી ઉભી રહી, ત્યારે પાંડવ અર્જુન કૃષ્ણની સ્તુતિ કરી તેને કહી તે સ્ત્રીઓની આશ્વાસના કરી મામાને પણ જોવા ગયા.

ततःसंस्तूयगोविन्दंकथयित्वाचपाण्डवः ।

आश्वास्यताःस्त्रियश्चापिमातुलंद्रष्टुमभ्यगात् ॥१८॥

इति श्रीमहाभारते मौसलपर्वाणि अ० पंचमोऽध्यायः ॥५॥

वैशम्पायनउवाच-तंशयानंमहात्मानंवीरमानकदुन्दुभिम् ।
पुत्रशोकेनसन्तप्तंददर्शकुरुपुङ्गवः ॥१॥

વૈશંપાયને કહ્યું—કુરૂઓમાં ઉત્તમ અર્જુને તે મહાત્મા શૂર વસુદેવને સુતેલા અને પુત્રના શોકથી સંતાપ પામેલા જોયા તથા હે ભારત, અતિ પીડાવાળા આંસુઓથી ભરેલાં નેત્રવાળા મ્હોટી છાતિવાળા મહાભુજ કુંતીના પુત્ર અર્જુને પીડા પામેલા તે વસુદેવના બે ચરણ ગ્રહણ કરયા. હે શત્રુને હણુનાર મહાભુજ એવા વસુદેવે તે ભાણેજના મસ્તકનો ગંધ લેવા ઇચ્છા કરી પણ શક્તિમાન્ થયા નહિ. મ્હોટી ભુજાવાળા અતિ વિહ્વલ વૃદ્ધ તે અર્જુનને આલિંગન કરી સઘળા પુત્રોને તેમ સખા સહિત ભાઇયોને પુત્રોને પૌત્રોને અને દૌહિત્રોને પણ સંભારતાં રોતા વિલાપ કરવા મંડયા. વસુદેવ બોલ્યા—હે અર્જુન, જેઓએ ઘણીવાર પૃથ્વીપાલ રાજાઓને અને દૈત્યોને જીત્યા હતા તેઓને અહિં જોઈ હવે નથી દેખતો અને હે અર્જુન, દુઃખે મરનારો જીવુંછું. હે કુંતીપુત્ર અર્જુન, સદા તમારા પ્રિય જે પ્રસિદ્ધ બે શિષ્ય બહુ માનેલ હતા તે બેઓના અન્યાયથી વૃષ્ણિયો મરણ પામ્યા. હે કુરૂઓમાં શ્રેષ્ઠ ધનંજય (અર્જુન), વૃષ્ણિયોમાંના ઉત્તમ શૂરોમાં જે પ્રસિદ્ધ બેજ અતિરથ માનેલા હતા, વળી જે પ્રદ્યુમ્ન અને સાત્યકિને કહેતા તમે બડાઇ ( મોટાઈ) કરોછો તથા જે બે પ્રસિદ્ધ કૃષ્ણના પ્રિયપાત્રરૂપ હતા તે બે વૃષ્ણિયો (યાદવો)ના નાશના મુખરૂપ થયા. હે અર્જુન, આ બાબતમાં શાપજ કારણ છે માટે હું શિનીના પુત્ર સાત્યકિને, હૃદિકના પુત્ર કૃતવર્માને, અક્રુરને અને રુક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નને નિંદતો નથી. હે કુંતીપુત્ર અર્જુન, જે જગતના પ્રભુ કૃષ્ણે પરાક્રમ કરી કેશિ અને કંસને દેહથી રહિત કરયા હતા, વળી સૈન્યથી ગર્વવાળા ચેદિ દેશના રાજા શિશુપાલને, નિષાદ (ભિલ્લ)-ના પુત્ર એકલવ્યને, કલિંગ દેશના રાજાને, મગધ દેશના રાજાને, ગાંધારોને, કાશીના રાજાને, મારવાડની ભૂમીના રાજાઓને, પૂર્વના, દક્ષિણના અને પર્વત ભાગના નરપતિયોને દેહ રહિત કરયા હતા; તે મધુદૈત્યને મારનાર કૃષ્ણે અન્યાયથી એની ઉપેક્ષા કરી (એ નાશને ગણકારયો નહિ); કેમકે તમે નારદ અને મુનિઓ તે સનાતન પાપથી કે દુઃખથી રહિત અવિનાશી જે દેવને જાણોછો તે વિષયોને હેઠે કરનાર પ્રભુ જ્ઞાતિના ક્ષયને જોતા હતા તોપણ તે મારા પુત્રે પોતાની મેળે નિત્ય ઉપેક્ષા કરી (ક્ષયને ગણકાર્યો નહિ) અને હે શત્રુને તપાવનાર, ગાંધારીનું અને ઋષિયોનું પ્રસિદ્ધ જે વચન હતું તેને જરૂર બીજી રીતે કરવા (ફેરવવા) તે જગતના પ્રભુએ ઇચ્છા

કરિ નહિ. હે શત્રુને તાપ આપનાર, તમારૂં પણ જોયેલું છે કે અશ્વત્થામાએ હણેલ એવો પણ તમારો પૌત્ર તેનાં તેજવડે જીવ્યો હતો, પણ હાલ તમારા સખાએ આ પોતાના જ્ઞાતિયોને બચાવવા ઈચ્છા કરી નહિ અને તેથી હે ભરત શ્રેષ્ઠ, પુત્ર, પૌત્ર, ભાઇયો અને સખાઓને હણેલા સુતેલા જોઈ તે વખતે મને આ વચન કહ્યું–હે સમર્થ, આજ આ કુળનો આ અંત આવ્યો છે માટે અર્જુન આ દ્વારકાં નગરી પ્રત્યે આવશે અને તમારે યાદવોનું જે મ્હોટું ઘાતકિ આચરણ થયું છે તે કહેવરાવવું. તે મહાતેજસ્વી અર્જુન યાદવોનું મરણ સાંભળી ઝટજ અહિં આવશે એમાં મને વિચાર નથી. જે હું છું તેને અર્જુન જાણો અને જે અર્જુન છે તે હુંજ છું માટે તે જેમ કહે તેમ તમારે કરવું એમ જાણો. હે ભારત, તે પાંડવ અર્જુન જ્યારે બાળકો ને સ્ત્રીઓ આવેલા કાળ (મૃત્યુ)વાળી થશે ત્યારે તમારૂં દેહ પછી કરવાનું કૃત્ય કરશે તથા ધનને જીતનાર અર્જુન જ્યારે પાછા જશે ત્યારે તત્કાલ સમુદ્ર કોટ ને મેડીયો અગાશિયોવાળી આ નગરીને ભિંજવશે (બોળશે). હું પણ કોઇ પુણ્યકારી દેશમાં નિયમમાં રહેલો થઇ સત્ય (ખરો) બુદ્ધિમાન્ બળરામની સાથે કાળ (મૃત્યુ) કરિશ. આ પ્રમાણે મને કહિ ઇંદ્રિયોના નિયંતા અચિંત્ય પરાક્રમવાળા પ્રભુ બાળકો સાથે મને તજી કોઈપણ દિશામાં ગયા તથા તે હું તમારા ભાઈ, તે બે મહાત્માને અને ઘોર જ્ઞાતિના વધને વિચારતો શોકથી દુબળો થયેલો ખાતો નથી. હું મુક્ત નહિ થઉં અને જીવિશ નહિ. હે પાંડવ, તમે ઠીક આવ્યા છો. હે કુંતીના પુત્ર, કૃષ્ણે જે કહેલું છે તે સઘળું પૂર્ણ કરો. હે શત્રુને હણનાર કુંતીપુત્ર, હવે હું આ પ્રિય પ્રાણોને તજીશ માટે સ્ત્રીઓ, રત્નો અને આ રાજ્ય પણ તમારૂંજ છે.

एतत्तेपार्थराज्यंचस्त्रियोरत्नानिचैवाहि ।
इष्टान्प्राणानहंहींमांस्त्यक्ष्यामिरिपुसूदन ॥२८॥

इति श्रीमहाभारते मौसलपर्वणि अ० षष्ठोऽध्यायः ॥६॥

---

वैशम्पायनउवाच–एवमुक्तःसबीभत्सुर्मातुलेनपरन्तप ।
दुर्मनादीनवदनोवसुदेवमुवाचह ॥१॥

વૈશંપાયને કહ્યું—હે પરંતપ, આ રીતે મામાએ કહેલા દુઃખિત મનવા-

ળા દીનમુખવાળા તે અર્જુન વસુદેવને કહેવા લાગ્યા–હે મામા, હું કોઈ રીતે પણ વૃષ્ણિયોના અતિશૂરથી અને બંધુઓથી અતિ હીન પૃથ્વીને અહિં જોઈ શકતો નથી. રાજા (યુધિષ્ઠિર), ભીમસેન, પાંડવ સહદેવ નકુલ અને યજ્ઞસેનની પુત્રી આ અમે છ એક મનવાળાં છીયે. હે કાળને જાણનારાઓમાં ઉત્તમ, રાજાની સંક્રાંતિ (ગતિ)નો પણ અવશ્ય આ કાળ છે અને તમે તે આ કાળને આવેલો સમજો. હે શત્રુને દંડનાર, સર્વ રીતે હું વૃષ્ણિયોની સ્ત્રીઓને, બાળકને અને વૃદ્ધને લઈ ઈંદ્રપ્રસ્થ (આગ્રા) પ્રત્યે લઈ જઈશ, આવું કહીને ધનને જીતનારા અર્જુને દારૂકને આ વાક્ય કહ્યું–હું યાદવોમાંના શૂરાઓના મંત્રિયોને જોવા ઈચ્છુંછું માટે બહુ વખત કરોમાં. આ પ્રમાણે આવું વચન કહિને મહારથિયોનો શોક કરતો શૂર અર્જુન યાદવોની સુધર્મા સભામાં પેઠો. તે સભામાં આસન ઉપર બેઠેલા તેને સર્વ પ્રકૃતિયો (અમાત્ય વગેરે) અને વેદને જાણનારા બ્રાહ્મણો ત્યાં વિંટિને બેઠા તથા અતિદીન કુંતીના પુત્રે તે દીનમનવાળા વિશેષ મૂઢ થયેલા ચિત્ત રહિત સર્વ જનોને વખત હોવાથી આ વચન કહ્યું–હું પોતે વૃષ્ણિ ને અંધક જનને ઈંદ્રપ્રસ્થમાં લઇ જઇશ અને સમુદ્ર આ સઘળાં નગરને બોળી દેશે માટે વિવિધ વાહનો અને રત્નો સજ્જ કરો, આ તમારો વજ્ર ઈંદ્રપ્રસ્થમાં રાજા થશે. સાતમે દિવસે જ્યારે નિર્મળ સૂર્ય ઉગશે ત્યારે સર્વ આપણે બહાર વસશું માટે તૈયાર થાઓ, ઘણો કાળ કાઢોમાં. આ રીતે તે ક્લેશથી રહિત કર્મવાળા કુંતીના પુત્ર અર્જુને કહેલા તેઓ સર્વ ઉત્સુકતાથી પોતાની સિદ્ધિસારૂ તે વખતે ઝટ સર્વ સજ્જ કરવા લાગ્યા. તે રાત્રિ મ્હોટા શોક ને મોહથી ઝટયુક્ત થયેલા કુંતીપુત્ર અર્જુન કૃષ્ણના મકાનમાં રહ્યા. પછી જ્યારે બીજો દિવસ થયો ત્યારે પ્રતાપી મહા તેજસ્વી વસુદેવ આત્માને યોગયુક્ત કરી ઉત્તમ ગતિ પામ્યા; તેથી વસુદેવના મંદિરમાં રાઢ પાડતી અને રોતી સ્ત્રીઓનો મ્હોટો ભયંકર શબ્દ થયો તથા છૂટા કેશોવાળી જેઓએ આભૂષણ અને માળાઓને તજેલી છે એવી સર્વ સ્ત્રીઓ હાથવડે છાતિયોને કુટતી કરૂણ વિલાપ કરવા લાગી. તે સમયે સ્ત્રીઓમાં ઉત્તમ એવી દેવકી, ભદ્રા, રોહિણી અને મદિરા આ સર્વ તે પતિની પાછળ ગઈ. તે પછી હે ભારત, કુંતીનાપુત્ર અર્જુને ત્યારે ઘણાં મૂલ્યવાળાં મનુષ્યે યુક્ત મ્હોટાં વાહનમાં (પાલખીમાં) શૂરના પુત્ર વસુદેવને બેસાડી બહાર કાઢયા અને ત્યાં ત્યાં દુઃખ ને શોકથી યુક્ત દ્વારકાંમાં વસનારા સઘળા હિતકારી નગરને દેશના લોકો તેને અનુસર્યા. તે વાહનની આગળ તેનું અશ્વમેધનું છત્ર, પ્રકાશવાળા અગ્નિયો અને તે પછી યજ્ઞ કરાવનારા

ચાલ્યા. તેમ હજારો વહુઓયે અને હજારો સ્ત્રીઓએ વિંટેલી ઠીક શણગારેલી તે પટરાણીઓ તે શૂરની પાછળ ચાલી. પછી જીવતાં તે મહાત્મા વસુદેવને જે દેશ પ્રિય હતો ત્યાં એનો સંકલ્પ કરી પિતૃમેધ કર્યો. તે પછી ઉત્તમ સ્ત્રીઓરૂપ પતિના લોકમાં જનારી ચાર પત્નીઓ તે ચિતાના અગ્નિને પામેલા શૂરા શૂરના પુત્ર વસુદેવની પાછળ પ્રાપ્ત થઇ અને પાંડવ અર્જુને તેને ચાર સ્ત્રીઓ સહિત જૂદા જૂદા પ્રકારના ચંદનો અને ગંધોથી દાહ કર્યો. તે વખતે વધેલા અગ્નિનો શબ્દ, સામને જાણનારાઓનો ઘોઘોટ અને રોનારાઓનો પણ અવાજ પ્રકટ થયો. તે પછી વજ્ર વગેરે તે સર્વ વૃષ્ણિને અંધકના કુમારો તથા સ્ત્રીઓ મહાત્મા વસુદેવનું જળ દેવાનું કર્મ કરવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ, નથી લોપેલો ધર્મ જેણે એવો તે અર્જુન તે ધર્મ કરાવી જ્યાં વૃષ્ણિયે નાશ પામ્યા હતા ત્યાં ગયા. તેઓને નિકંદન થવાથી પડેલા જોઇ કૌરવ અતિ દુઃખ પામેલા ખૂબ થયા અને આવેલા વખતને યોગ્ય કાર્ય કર્યું. વળી બ્રાહ્મણના શાપથી એરકાઓથી થયેલાં મુસલોવડે જેઓ નાશ પામ્યા હતા તેઓની જેમ ઘટે તેમ સઘળી ક્રિયાઓ કરી. તે પછી આવેલા કાર્યને કરનારા પુરૂષોથી બલરામ અને વસુદેવના પુત્ર કૃષ્ણ એ બેનાં શરીરોને શોધી દાહ પમાડયાં. આ રીતે તે પાંડવ વિધિ પ્રમાણે તેઓનાં પ્રેતકાર્યો કરી સાતમે દિવસે ત્વરા સાથે રથમાં ચઢી ચાલ્યો. મહાત્મા પાંડવ ધનને જીતનાર અર્જુનની પાછળ રૂદન કરતી શોકથી દુબળી થયેલી વૃષ્ણિના શૂરાઓની સ્ત્રીઓ ઘોડાંઓથી જોડેલા ને બળદ, ખચ્ચર અને ઉંટોએ જોડેલા એવા પણ રથોમાં બેસી ચાલી. કુંતીપુત્ર અર્જુનની આજ્ઞાથી અંધક ને વૃષ્ણિયોના દાસો જે ઘોડેસ્વારો ને રથવાળાઓ અને નગર તથા દેશના જનો હતા તેઓ શૂરથી હીન વૃદ્ધ બાળકને અને સ્ત્રી જનને વિંટિ ચાલ્યા. હાથિ ઉપર બેસનારા માવતો પાદરક્ષકો સહિત અંતરાયુધો સહિત પર્વતો સરખા હસ્તિયો સહિત ચાલ્યા. અંધક ને વૃષ્ણિયોના પુત્રો, મ્હોટાં ધનવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો આ॰ સઘળાં કુંતીના પુત્ર અર્જુનને અનુસર્યાં. વસુદેવપુત્ર કૃષ્ણના જનાનાની સોળ હજાર સ્ત્રીઓ બુદ્ધિમાન્ કૃષ્ણના પૌત્ર વજ્રને આગળ કરી ચાલી. જેઓના પતિ નાશ પામ્યા છે એવી ઘણી હજારો લાખો અર્બુદો ભોજ, વૃષ્ણિ અને અંધકોની સ્ત્રીઓ નિકળી. તે સાગરની સમાન શોભાવાળું મ્હોટી સમૃદ્ધિવાળું વૃષ્ણિ મંડળ હતું તેને રથિયોમાં શ્રેષ્ઠ, શત્રુના પુરને જીતનાર કુંતીના પુત્ર અર્જુને ધારણ કર્યું હતું. જે વખતે તે સર્વ જન નિકળ્યો તે

વખતે મગરોના સ્થાનરૂપ સાગરે રત્નોથી ભરેલી દ્વારકાંને જળથી બોળી દીધી. પુરૂષોમાં શ્રેષ્ઠ તે તે ભૂમિના જે જે સ્થાનને છોડતો તે તે સ્થાનને તે સમુદ્ર જળથી ભિંજવતો હતો. તે આશ્ચર્ય જોઇ દ્વારકામાં વસતા જનો ત્વરાથી અતિ ત્વરા થાય તે રીતે ચાલ્યા અને દૈવ આશ્ચર્યકારિ છે એમ બોલ્યા. રમણીય વનો, પર્વતો તથા નદીયો પાસે નિવાસ કરત. ધનને જીતનારા અર્જુન વૃષ્ણિયોની સ્રીઓને લઇ જતા હતા. તે બુદ્ધિમાન્ સમર્થ અર્જુને અતિ સમૃદ્ધિવાળા પંચનદ પાસે આવી ગાયો, પશુઓ અને ધાન્યવાળાભાગમાં નિવાસ કર્યો. તે સમયે હે ભારત, એકલા કુંતીપુત્રે લેઇ જવાતી જેઓના પતિયો નષ્ટ થયા છે એવી સ્રીઓને જોઇ ચોરોને લોભ ઉત્પન્ન થયો તેથી પાપ કરનારા લોભથી ઘાયલ ચિત્તવાળા શુભ દેખવવાળા આયરો અમાત્યો સહિત વિચાર કરવા લાગ્યા. આ એક ધનુર્ધારી અર્જુન આપણને ઉલ્લંઘન કરી જેઓના પાલનારા હણાયા છે એવા વૃદ્ધને,બાળકોને લઇ જાય છે. વળી આ યોદ્ધાઓ બળથી રહિત છે આમ વિચાર્યા પછી ચોરવાનાં ધનને હરનારા લાકડીરૂપ હથિયારવાળા તે હજારો ચોર વૃષ્ણિયોના તે જનની તરફ દોડયા. વળી કાળના ક્રમે પ્રેરણા કરેલા મ્હોટા સિંહનાદે કરી જૂદા જૂદા જનને ત્રાસ પમાડતા તેઓ વધ કરવા સમીપ ચાલ્યા. તે વખતે ઝટ પોતાના પદને અનુસરનારા સેવકો સહિત પાછા વળેલા મહાભુજ કુંતીના પુત્ર અર્જુન હસતા હોય તેમ તેઓને કહેવા લાગ્યા—હે ધર્મને નહિ જાણનારા, જો જીવવા ઇચ્છતા હોતો પાછા વળો. નિકર હમણાં મેં બાણોએ ભેદેલા અને હણેલા શોક કરશો. તે પ્રમાણે તે શૂરે કહેલા વારંવાર નિવારણ કરેલા મૂર્ખ તેઓ તેના વચનને અપમાન પોહોંચાડી જનની સમીપ દોડયા, તેથી અર્જુને યત્નથી થાય તેમ કોઇ પણ રીતે દિવ્ય જરાથી (જૂનાઇથી) રહિત મ્હોટું ગાંડીવ ધનુષ્ય ચઢાવવા આરંભ્યુ. યુદ્ધમાં આકુલ એવી ઉતાવળ હોવાથી દુ:ખથી તે સજ્જ કર્યું. શસ્ત્રોનો વિચાર કર્યો પણ તેઓને સંભાર્યાં નહિ. તે રીતે થયેલા યુદ્ધમાં તે મ્હોટું વિકૃતીપણું અને ભુજનું પરાક્રમ જોઇ તેમ દિવ્ય મ્હોટાં અસ્રોના વિનાશથી લજ્જાવાન્ થયા. તે સઘળા હાથિ, ઘોડાં અને રથોમાં બેસી લડનારા વૃષ્ણિના યોદ્ધાઓ હરણ કરાતા તે લોકને ફેરવવા શક્તિમાન્ થયા નહિ. સ્રી જનના બહુપણાથી તે તે ઠેકાણેથી સમીપ આવતા યોદ્ધાઓ વિષે જનની રક્ષા સારૂ કુંતી પુત્ર અર્જુને પ્રયત્ન કર્યો તોય સર્વ યોદ્ધાઓના જોતાં તે ઉત્તમ સ્રીઓ ખેંચાણી અને બીજીઓ ઇચ્છાથી પ્રવ્રાજીકાઓ થઇ. તે સમયે ઉદ્વેગથી યુક્ત કુંતીના પુત્ર

ધનંજયે ગાંડીવથી નાંખેલા બાણોવડે વૃષ્ણિયોના સેવકોની સહાયતાથી હજારો ચોરોને હણ્યા. હે રાજન્, ક્ષણમાં તેના તે સરલ જનારા તે બાણો ક્ષયથી રહિત અને પ્રથમ રૂધિરનું ભક્ષણ કરનારા થઈ ક્ષીણ થયેલા ક્ષય પામ્યા. તે વખતે બાણના ક્ષયને પામિ દુઃખ ને શોકથી ઘવાએલ ઇંદ્રનાપુત્ર અર્જુન ધનુષ્યના અગ્ર ભાગથી શત્રુઓનો વધ કરવા મંડયા. હે જનમેજય, કુંતીપુત્ર અર્જુનના જોતાંજ તે મ્લેચ્છ લોકો ચોતરફથી વૃષ્ણિ ને અંધકોની ઉત્તમ સ્ત્રીઓને લેઇ ચાલ્યા અને સમર્થ એવા અર્જુન તો મનથી તે દૈવને વિચારતા દુઃખ ને શોકથી ભરેલા નિઃશ્વાસ નાંખવામાં તત્પર થયા. આ રીતે અસ્ત્રોના નાશથી ભુજાઓના પરાક્રમના ક્ષયથી ધનુષ્યનાં કાર્ય નહિ થવાથી તે બાણોના ક્ષયથી દૈવ (ભાગ્ય)નો વિચાર કરતા કુંતીપુત્ર અર્જુન મનરહિત (ઉદાસ) થયા. તે વખતે હે રાજન્, આ સર્વ નથી એમ બોલ્યા. પછી જેનાં અતિ ઘણાં રત્નોને હરેલાં છે એવા સ્ત્રી જનના શેષ ભાગને લઈ કુરૂક્ષેત્ર પ્રત્યે મ્હોટી બુદ્ધિવળા તે ઉતર્યા. આ પ્રમાણે વૃષ્ણિયોની હરેલીઓથી શેષ રહેલી સ્ત્રીઓને લઇ કૌરવ ધનને જીતનાર અર્જુને ત્યાં ત્યાં રાખી કુંતીના-પુત્ર નરોમાં ઉત્તમ એવા અર્જુને હૃદિકપુત્ર કૃતવર્માના પુત્રને તથા હરેલી સ્ત્રીઓથી શેષ રહેલી ભોજરાજની સ્ત્રીને માર્તિકાવત નગરમાં રાખ્યાં. ત્યાંથી વૃદ્ધ બાળક અને સ્ત્રીઓને લઇ પાંડવ અર્જુને શૂર નરોથી હીન થયેલા તે સર્વ જનોને ઈંદ્રપ્રસ્થમાં રાખ્યા, તેમ ધર્માત્મા અર્જુને સાત્યકિના પ્રિય પુત્ર યુયુધાનિને આગળ કરેલા વૃદ્ધ ને બાલકો સોત સરસ્વતીની પાસે રાખ્યા વળી શત્રુના શૂરોને હણનારા અર્જુને ઈંદ્રપ્રસ્થનું રાજ્ય વજ્રને આપ્યું અને વજ્રે નિવારણ કરેલી પણ અક્રૂરની સ્ત્રીઓ સંન્યાસ લઇ ચાલી નીકળી. પછી રૂકિમણી, ગાંધારી, શૈબ્યા, હૈમવતી અને પટરાણી જાંબુવતી પણ એ અગ્નિમાં પ્રવેશ કરવા લાગી. હે રાજન્, તેમજ સત્યભામા અને બીજી કૃષ્ણની માનેલી પટરાણીઓ તપસ્વીપણાનો નિશ્ચય કરી વનમાં ગઇ. જે દ્વારકાંમાં વસનારા પુરૂષો હતા તેઓ કુંતીના પુત્ર અર્જુનને મળ્યા અને જયવાળા અર્જુને યથાયોગ્ય વિભાગ કરી એઓને વજ્રની પાસે અર્પણ કર્યા. આ રીતે આવેલા વખતનું તે કાર્ય કરી આંસુએ ઢાંકેલા અર્જુન આશ્રમમાં બેઠેલા વ્યાસ કૃષ્ણદ્વૈપાયનનું દર્શન કરવા લાગ્યા. ॥

सतत्कृत्वाप्राप्तकालंबाष्पेणापिहितोऽर्जुनः ।
कृष्णद्वैपायनंव्यासंददर्शासीनमाश्रमे ॥ ७६ ॥

इति श्रीमहाभारते मौसलपर्वणि वृष्णि० सप्तमोऽध्यायः ॥ ७ ॥

वैशम्पायनउवाच–प्रविशन्नर्जुनोराजन्नाश्रमंसत्यवादिनः ।
ददर्शासीनमेकान्तेमुनिंसत्यवतीसुतम् ॥१॥

વૈશંપાયને કહ્યું—હે રાજન્, સત્યવાદિ વ્યાસના આશ્રમ પ્રત્યે પેઠેલા અર્જુને એકાંતમાં બેઠેલા સત્યવતીના પુત્ર મુનિને જોયા. તે મ્હોટાં વ્રતવાળા ધર્મને જાણનારા તે મુનિને પામિ સ્તુતિ કરવા લાગ્યા અને પછી એમને અર્જુન છું એમ નામ નિવેદન કરી કહેવા લાગ્યા–તેથી પ્રસન્ન મનવાળા મહામુનિ સત્યવતીના પુત્ર મુનિ (વ્યાસ) તમારૂં સારૂં આવવું થયું એમ બોલ્યા તથા બેસો એમ પણ કહેવા લાગ્યા. તે કુંતીના પુત્રને અજાણુ મનવાળા ફરી ફરી નિશ્વાસ નાંખતા વૈરાગ્યથી યુક્તમનવાળા જોઈ વ્યાસ આ વચન બોલ્યા–હે ભરત શ્રેષ્ઠ, શું! તમે નખ કેશ વસ્ત્રના છેડા અને કુંભ (ઘડા)-ના જળથી ભિંજાયાછો? શું! રજસ્વલા સ્ત્રી સાથે સંગ કર્યો છે? અથવા શું તમે બ્રાહ્મણને હણ્યો છે? શું યુદ્ધમાં પરાજય પામ્યા છો? જેમ લક્ષ્મી ગયેલી હોય તેવા જણાઓ છો. હે કુંતીપુત્ર, હું તમને પરાજયવાળા જાણતો નથી અને આ શું છે? જો મારે સાંભળવા યોગ્ય હોય તો ઝટ કહેવા યોગ્ય છો. અર્જુને કહ્યું—જે પ્રસિદ્ધ મેઘની સમાન શરીરવાળા શ્રીમાન્ મ્હોટાં કમળની તુલ્ય નેત્રવાળા હતા તે કૃષ્ણ રામની સાથે દેહને તજી સ્વર્ગમાં ગયા. મુસલે કરેલો બ્રાહ્મણોની શાપથી થયેલ વૃષ્ણિના શૂરાઓનો વિનાશ પ્રભાસમાં રૂવાડાંઓને હર્ષ પમાડનાર અને વીરજનોના અંતને કરનાર થયો. હે બ્રાહ્મણ, જે આ શૂર મહાત્મા સિંહના જેવા ગર્વવાળા મહાબળવાન્ ભોજ, વૃષ્ણિ અને અંધકો હતા તેઓ યુદ્ધમાં એક બીજાઓથી નાશ પામ્યા. જેઓ ગદા, પરિઘ (લોહમય લાકડી) અને શક્તિ (સાંગ)ને સહન કરનારા તથા છ પરિઘના જેવી ભુજાવાળા હતા તેઓ એરકાઓવડે નાશ પામ્યા માટે કાળનો ક્રમ જૂવો! વળી ભુજાઓથી શોભનાર તેઓ પાંચ લાખ હણાયા, આ રીતે એક બીજાઓને પામી તેઓનું મરણ થયું. ઘણા બળવાળા યાદવોના વિનાશને વારંવાર વિચારતો હું સહન કરિ શકતો નથી. શાર્ઙ્ગ ધનુષવાળા યશસ્વિ કૃષ્ણના વિનાશને જેમ સાગરના શોષણને, જેમ પર્વતના ચલાવવાપણાને, આકાશના પતનને તથા અગ્નિના શીતપણાને શ્રદ્ધા કરવા યોગ્ય માનુ નહિં, તેમ શ્રદ્ધા રહિત માનુંછું. અહિં કૃષ્ણ વગર કરેલો (તે રહિત થયેલો) જગતમાં રહેવા ઇચ્છતો નથી. હે તપરૂપ ધનવાળા, આથી જે અતિ વધારે કષ્ટ છે તે સાંભળો–હે બ્રાહ્મણ, જેથી વિચાર કરતાં પણ મારૂં મન વારંવાર ભેદાય છે. મારા દેખતાં હજારો પંચનદનાં સ્થાનકોવાળા આભીર (આયર) લોકોએ યુદ્ધમાં

પાછળી આવી સ્ત્રીઓને હરણ કરી, ત્યાં ધનુષ લઇ હું તેના પૂરવામાં સમર્થ થયો નહિ. હે મ્હોટા મુનિ, જે રીતે મારી ભુજાઓનું પ્રથમ પરાક્રમ હતું તે રીતે નહતું. મારાં જૂદાં જૂદાં અસ્ત્રો નાશ પામ્યાં અને ક્ષણવારમાંજ ચોતરફથી બાણો ક્ષય પામ્યા, જે માપિ નહિ શકાય એવા આત્માવાળા શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર ચાર ભુજાવાળા, પિળાં વસ્ત્રવાળા, શ્યામ, કમળપત્રની તુલ્ય નેત્રવાળા અને અતિ મ્હોટી કાંતિવાળા પુરૂષ મારા રથની આગળ શત્રુઓનાં સૈન્યોને બાળતા જતા હતા, તે અવિનાશિ કૃષ્ણને હું જોતો નથી. હે શ્રેષ્ઠ, જેણે પ્રથમ તેજવડે દગ્ધ કરેલા શત્રુઓનાં સૈન્યોને પાછળથી હું ગાંડીવ ધનુષ્યથી ફેંકેલા બાણોએ નાશ પમાડતો તે કૃષ્ણને નહિ જોતો હું ખેદ પામું છું અને ડોલું છું (કંપું છું). શૂરા શ્રીકૃષ્ણના વિના વૈરાગ્ય યુક્ત ચિત્તવાળો હું શાંતિ પામતો નથી અને જીવવા ઉત્સાહ પામતો નથી. હે અધિક સજ્જન, વિષ્ણુને પરલોકમાં ગયેલા સાંભળી શૂન્ય ચોતરફ દોડતો અને જેના જ્ઞાતિ જનનું પરાક્રમ નષ્ટ થયું છે એવો હું છું તેની પણ દિશાઓ મૂઢ થઈ છે માટે તમે મને શ્રેય ઉપદેશ કરવા યોગ્ય છો. વ્યાસ બોલ્યા—હે કુરૂઓમાં શ્રેષ્ઠ, જે વૃષ્ણિ ને અંધકોના મહારથિઓ બ્રાહ્મણના શાપથી ભસ્મ થયા અને વિનાશ પામ્યા તમે તેઓનો શોક કરવા યોગ્ય નથી, તે તેમજ થવાનું હતું તેથી શક્ત છતાં પણ કૃષ્ણે મહાત્માઓનાં એ ભાગ્યને ગણકાર્યું નહિ. ગોવિંદ શ્રીકૃષ્ણ સકળ સ્થાવર જંગમ ત્રણ જગતને પણ બીજી રીતે કરવા સમર્થ થાય ત્યારે મહાત્માઓના શાપને ફેરવવા શક્તિમાન્ થાય એમાં શું? જે ચક્રને ગદાને ધારણ કરનાર તમારા સ્નેહથી રથની આગળ ચાલતા તે પુરાતન ઋષિ વસુદેવના પુત્ર ચાર ભુજાવાળા વિશાળ નેત્રવાળા કૃષ્ણ પૃથ્વીના ભારના ઉતારવાપણાને કરી શરીરને છોડી ઉત્તમ પોતાના સ્થાનને પામ્યા. હે પુરૂષોમાં શ્રેષ્ઠ મહાભુજ, તમે પણ ભીમની સહાયતાથી અહિં દેવોનું મ્હોટું કર્મ કર્યું. જોડલાં નકુળને સહદેવે દેવોનું મોટું કર્મ કર્યું તેથી હે કુરૂ શ્રેષ્ઠ, તમને કૃત કૃત્ય તથા સિદ્ધ થયેલા માનું છું. હવે હે સમર્થ, આ તમારૂં જવું આવેલું સમયને યોગ્ય અને કલ્યાણકારિ છે. આ પ્રમાણે હે ભારત, બુદ્ધિ (આવેલા કાર્યનો નિશ્ચય) તેજ (મોટાઇ) અને નહિ આવેલા પદાર્થોનું જોવું આ ઉત્પત્તિના વખતોમાં થાય છે અને વિપરીત (વિનાશના) વખતમાં વિનાશ પામે છે. હે ધણાને જીતનાર, આ સર્વ જગત્ (પંચમહાભૂત)રૂપ બીજવાળું અને કાળ (ઈશ્વર)રૂપ મૂળવાળું છે. કાળજ ફરીને એની મેળે સંહાર કરે છે અને તેજ બળવાન્

બનિ પાછો દુર્બળ થાય છે. તેજ અહિં અધિપતિ થઈ ફરી બીજાઓએ આ-
જ્ઞા કરાય છે, આજ કૃત કૃત્ય (કરેલાં કાર્યવાળાં) થયેલાં અસ્ત્રો આવ્યા
પ્રમાણે ગયાં તથા ફરીને જ્યારે સમય આવશે ત્યારે તમારા હાથમાં આ-
વશે. હે ભારત, તમારો પણ મુખ્ય ગતિને પામવાનો વખત છે અને હે
ભરત શ્રેષ્ઠ, હું તમારૂં એજ ઉત્તમ શ્રેય માનું છું. વૈશંપાયને કહ્યું–આ અ-
માપ તેજવાળા વ્યાસનું વચન જાણી તેણે આજ્ઞા કરેલા શૂર કુંતીના પુત્ર
અર્જુન, હસ્તિનાપુર નામના નગરમાં ગયા અને પુરી પ્રત્યે પ્રવેશ કરી યુ-
ધિષ્ઠિરને મળી જે જે રીતે વૃષ્ણિ અને અંધકોનાં કુળ પ્રત્યે થયું હતું તે, તે રીતે કહ્યું.

प्रविश्यचपुरींवीरःसमासाद्ययुधिष्ठिरम् ।
आचष्टतद्यथावृत्तंवृष्ण्यन्धककुलंप्रति ॥३८॥

इति श्रीमहाभारते शतसाहस्र्यांसंहितायांवैयासक्यां मौसलपर्वणि
व्यासार्जुनसंवादे अष्टमोऽध्यायः ॥ ८ ॥

इदं श्रीमन्महाभारतान्तर्गतस्य मौसलपर्वणो भाषान्तरं श्रीमदमदावाद
नगरवास्तव्येन स्वदेशवत्सलाख्य मासिकपत्राध्यक्षेण रैक्वद्विजोत्पन्नेन महा-
नन्दपुत्रेण मणिशङ्करेण राज्यमानराज्यश्रीमतांनानाभाई तनुजानांभाईशंकर-
शर्मणांसहाय्यान्नूतन नगर(जामनगर)निवासिनः प्रश्नोराख्य नागरपरपर्या
याहिच्छत्राद्द्विजसमुत्पन्नस्य रेवाशङ्कराङ्गजस्य शीघ्रकवेः शास्त्रिणः स्तम्भ-
पुर संस्कृतपाठशालापाठयितुः केशवलालस्याग्रे सम्वदष्टचत्वारिंशोत्तरै-
कोनविंशतिशततमेऽब्दे १९४८ मार्गकृष्ण द्वादश्यांचन्द्रवासरेसम्पूर्णंकार-
यित्वाप्रकटी कृतंतत्रप्रत्यक्षरार्थकरणेप्रयत्नः कृतोस्तितथापिसत्वरत्वात्पर-
कार्य वशत्वात्पूर्णत्वात्प्रमादित्वा दज्ञानत्वाद्थवादीश्वरंविना सर्वस्यसदोष-
त्वाद्यत्किञ्चित्स्खलितमशुद्धवाभवेत्तत्क्षन्तव्यं शोध्यंचसद्भिर्विद्वद्भिरितिवि-
ज्ञप्तिः ॥ ऊतत्सतशिवम् ॥

# भारतार्थप्रकाश.

## महाप्रस्थानिक पर्व.

नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमम् ।
देवींसरस्वतींचैवततोजयमुदीरयेत् ॥१॥

નરોમાં ઉત્તમ નારાયણ અને નર ઋષિને તથા તે પછી દેવી સરસ્વતિને નમસ્કાર કરી જયરૂપ ગ્રંથ કહેવાય છે. જનમેજયે પૂછયું—આ રીતે વૃષ્ણિને અંધકોના કુળમાં મુસલથી થયેલું યુદ્ધ સાંભળી પાંડવો તે રીતે કૃષ્ણનું સ્વર્ગમાં જવું થવાથી શું કરતા હતા? વૈશંપાયને કહ્યું—આ રીતે કૌરવ રાજા યાદવોના મ્હોટા નાશને સાંભળી પ્રયાણમાં બુદ્ધિ ધારી અર્જુન પ્રત્યે વાક્ય બોલ્યા–હે મ્હોટી બુદ્ધિવાળા, કાળજ સર્વ પ્રાણિયોને પચે છે (ભક્ષ કરે છે). હું કાળરૂપ પાશને માનું છું અને તમે પણ તેને જોવા લાયક છો. આ પ્રમાણે કહેલા તે કુંતીપુત્ર અર્જુન કાળ કાળ એમ કહેતા બુદ્ધિમાન્ મ્હોટા ભાઈના વાકયને મળતા થયા. અર્જુનના મતને જાણી ભીમસેન, બે એવા નકુળ ને સહદેવ, અર્જુને જે વાકય કહ્યું તેને માનવા લાગ્યા. તે પછી ત્યાગ કરી જનારા યુધિષ્ઠિરે ધર્મની ઈચ્છાથી યુયુત્સુને આણી સઘળું રાજ્ય વૈશ્ય જાતિની સ્ત્રીના પુત્ર યુયુત્સુને આપ્યું. પોતાના રાજ્યમાં રાજા પરિક્ષિત્નો અભિષેક કરી દુઃખે પીડેલા પાંડવોના મ્હોટા ભાઈ રાજા સુભદ્રા પ્રત્યે બોલ્યા. આ તમારા પુત્રનો પુત્ર કુરૂઓનો રાજા થશે તથા યાદવોના શેષ રહેલા વજ્રને રાજા કર્યા છે. તમારે હસ્તિનાપુરમાં રહેલા રાજા પરિક્ષિત્ની અને ઇંદ્રપ્રસ્થમાં રહેલા રાજા યાદવ એવા વજ્રની રક્ષા કરવી, પણ અધર્મમાં મન કરવું નહિ. આ પ્રમાણે કહિને ભાઈયો સાથે આલસ્ય રહિત ધર્મમાં મનવાળા તે ધર્મરાજ, બુદ્ધિમાન્ વસુદેવના પુત્ર કૃષ્ણ, વૃદ્ધ મામા (વસુદેવ) અને બળરામ વગેરે સર્વનાં નામો કહી તે વખતે વિધિ પ્રમાણે શ્રાદ્ધો કરવા મંડયા. દુઃખને હરનારા વિષ્ણુનું નામ લઈ શાર્ઙ્ગધનુષધારિ કૃષ્ણનું કીર્તન કરી દ્વૈપાયન, નારદ, તપરૂપ ધનવાળા માર્કંડેય અને યાજ્ઞવલ્કયને સ્વાદવાળું ભોજન જમાડવા લાગ્યા. તે સમયે મુખ્યવિ-

પ્રોને રત્નો, વસ્ત્રો, ગામો, ઘોડાઓ, રથો ને લાખો સ્ત્રીઓ આપી. એ પછી ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ગુરૂ કૃપાચાર્યને પૂજી જેની આગળ નગરના જનોને કરેલા છે એવા શિષ્ય પરિક્ષિતને સોપ્યા. તે પછી રાજઋષિ યુધિષ્ઠિર સર્વ પ્રકૃતિયો (કારભારિ વગેરે)ને બોલાવી સઘળું કરવા ઇચ્છેલું કહેવા લાગ્યા. તેનું વચન સાંભળીનેજ તે નગર તથા દેશના જનો અતિ ઉદ્વેગ પામેલ મનવાળા થઇ તેનાં વચનને પસંદ કરવા લાગ્યા નહિ અને તેઓ તે જનોના અધિપતિને 'આમ નથી કરવું' એમ તે વખતે બોલ્યા, પણ કાળના ક્રમના ધર્મને જાણનાર રાજાએ તે રીતે કરચું નહિ. પછી પૂર તથા દેશના લોકને મનાવિ ધર્માત્મા યુધિષ્ઠિરે અને એમના તે ભાઇયોએ ત્યારે જવા માટે બુદ્ધિ ધારણ કરી, તેથી તે કૌરવોના રાજા ધર્મપુત્ર યુધિષ્ઠિરે અંગથી ઘરેણાંઓ તજી વલ્કલ વસ્ત્રો લીધાં; તેમજ હે ભરતશ્રેષ્ઠ-ભીમ, અર્જુન, જોડીયા નકુળ સહદેવ અને યશવાળાં દ્રૌપદી આ સર્વેએ વલ્કલ વસ્ત્રો ગ્રહણ કરચાં. હે ભરતશ્રેષ્ઠ, વિધિ પ્રમાણે છેવટના વખતની ઇષ્ટિ કરાવી જળમાં અગ્નિયોને તજી સર્વ, નરોમાં શ્રેષ્ઠ તેઓ ચાલ્યા. તેથી સર્વ સ્ત્રીઓ પૂર્વે જુગટામાં જીતેલા હતા તેમ દ્રૌપદી જેઓમાં છઠ્ઠાં છે એવા નરોમાં ઉત્તમ પાંડવોને પ્રયાણ કરતા જોઈ અતિ રૂદન કરવા મંડી-અને સર્વ ભાઇયોને ગમન પ્રત્યે હર્ષ થયો આ રીતે યુધિષ્ઠિરનું મત જાણિ વૃષ્ણિયોનો ક્ષય જોઇ પાંચ ભાઇયો, છઠ્ઠાં દ્રૌપદી ને સાતમો કૂતરો આ પ્રમાણે પોતાના સોત સાતમા રાજા હસ્તિનાપુરથી દૂર સૂધી નગરના અને સર્વ અંતઃપુરના જનોએ અનુસરેલ નિકળ્યા. કોઈ પણ એમને 'નિવૃત્ત થાઓ' એમ કહેવા શક્ત થયો નહિ, તેથી સર્વ નગરમાં વસનારા નરો પાછા વળ્યા અને કૃપ વગેરે યુયુત્સુને વિંટીવળ્યા હે કૌરવમાં થયેલા, નાગની પુત્રી ઉલૂપી ગંગા પ્રત્યે પેઠી, ચિત્રાંગદા પણ મણિપૂર પ્રત્યે ગઈ, શેષ રહેલી બીજી માતાઓ પરિક્ષિતને વિંટીવળી. હે કૌરવ, તે પછી મહાત્મા ને જેઓએ ઉપવાસ કરેલો છે એવા પાંડવો તથા યશસ્વિની દ્રૌપદી આ સઘળા પૂર્વ મુખ પ્રયાણ કરવા લાગ્યા. યોગથી યુક્ત, ત્યાગના ધર્મને પામેલા મહાત્માઓ બહુ દેશો, નદીઓ ને સાગરો સમીપ ગયા. યુધિષ્ઠિર આગળ ચાલતા, તેની પછી ભીમ, તેની પાછળજ અર્જુન પણ ક્રમ પ્રમાણે જતા હતા. હે ભરતશ્રેષ્ઠ, તેઓની પાછળ ઉત્તમ. નિતંબ ( કેડની પાછળના ભાગ )વાળાં શ્યામ, કમળની પાંખડીયોની તુલ્ય નેત્રવાળાં અને સ્ત્રીઓમાં શ્રેષ્ઠ દ્રૌપદી જતાં હતાં. આ રીતે વનમાં ચાલતા પાંડવોની પાછળ એક કૂતરો જતો હતો. ક્રમે કરી તે શૂરા, લાલ જળવાળા સમુદ્ર પ્રત્યે ગયા. હે

મહારાજ, ધણુને જીતનારા અર્જુને રત્નના લોભથી દિવ્ય ગાંડીવ ધનુષ્ અને તે ક્ષય પમાડી નહિ શકાય એવા મ્હોટા ભાથાઓને છોડયા નહિ. ત્યાં તેઓએ આગળ રહેલા, પર્વતની પેઠે માર્ગને રોકી રહેતા પ્રત્યક્ષ પુરૂષના દેહવાળા અગ્નિને જોયા. તે પછી સાત જ્વાળાવાળા તે દેવે પાંડવોને આ વાક્ય કહ્યું-રેરે શૂરા પાંડવો, મને અગ્નિ જાણો. હે મહાભુજ, શત્રુને તપાવનાર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન અને શૂર એવા અશ્વિની પુત્ર નકુળ સહદેવ મારૂં વચન જાણો. હે કુરૂઓમાં શ્રેષ્ઠ, હું અગ્નિ છું અને મેં અર્જુન તથા નારાયણના સામર્થ્યથી ખાંડવવન બાળ્યું હતું. આ તમારા ભાઈ અર્જુન ઉત્તમ આયુધ ગાંડીવને તજી વનમાં જાઓ. હવે આથી કંઇપણ પ્રયોજન નથી. જે ચક્રરૂપ રત્ન મહાત્મા કૃષ્ણની પાસે રહ્યું હતું તે ગયું અને પાછું કાળેકરી તેમના હાથમાં આવશે. પ્રથમ મેં આ કુંતીપુત્રના કારણથી વરૂણ થકી આણેલું હતું માટે ધનુષમાં શ્રેષ્ઠ ગાંડીવ વરૂણનેજ આપો. આ સાંભળ્યા પછી તે સર્વ ભાઇયોએ ધણુને જીતનાર અર્જુનને દેવા પ્રેરણા કરી અને તેણે એ ધનુષ્ય તથા ક્ષય નહિ પમાડાય એવા મ્હોટા ભાથા જળમાં ફેંકયા તેથી હે ભરતશ્રેષ્ઠ, અગ્નિ ત્યાંજ અંતર્ધાન પામ્યા અને તેના અંતર્ધાનથી તે શૂરા પાંડવો દક્ષિણ દિશા તરફ મુખો કરી ચાલ્યા. પછી હે ભરતશ્રેષ્ઠ, ક્ષાર સમુદ્રના ઉત્તર તીરથી દક્ષિણ પશ્ચિમ દિશામાં (નૈઋતકોણમાં) ગયા. તે દેશથી પાછા તેઓ પશ્ચિમ દિશામાંજ સાગરે બોળી દીધેલી દ્વારકાં પ્રત્યે ફર્યા. આ રીતે પૃથ્વીની પ્રદક્ષિણાપણાને કરવા ઇચ્છતા, યોગના ધર્મવાળા ભરતશ્રેષ્ઠ તેઓ પાછા ઉત્તર દિશામાં આવી ચાલ્યા.

उदीचींपुनराववृत्युर्भरतसत्तमाः ।
प्रादक्षिण्यंचिकीर्षन्तःपृथिव्यायोगधर्मिणः ॥४१॥

इति श्रीमहाभारते महाप्रस्थानिकेपर्वणि प्रथमोऽध्यायः ॥१॥

---

**वैशंपायनउवाच**—ततस्तेनियतात्मानउदीचींदिशमास्थिताः ।
ददृशुर्योगयुक्ताश्चहिमवन्तंमहागिरिम् ॥१॥

વૈશંપાયને કહ્યું—તે પછી નિયમિત મનવાળા ઉત્તર દિશાને પામેલા યોગથી યુક્ત તેઓ મહાપર્વત હિમવાનને જોવા લાગ્યા. તેને પણ ઉલ્લંઘતાં તેઓએ વાલુકાર્ણવ (આ નામનો) સમુદ્ર જોયો. તેમ પર્વતોમાં ઉત્તમ મહા

પર્વત મેરૂને દીઠો. યોગ ધર્મવાળા (સમાધિ યુક્ત મનવાળા) તેઓ સર્વના ઝટ ચાલતાં ધ્યાનથી ભ્રષ્ટ મનવાળાં યજ્ઞ સેનનાં પુત્રી દ્રૌપદી પૃથ્વી તળે પડ્યાં. તેને પડેલાં જોઈ મહા બળવાન્ ભીમસેન યજ્ઞસેનની પુત્રી દ્રૌપદી તરફ જોઈ ધર્મરાજાને કહેવા લાગ્યા-હે શત્રુને તપાવનાર, રાજપુત્રી દ્રૌપદીએ કોઈ પણ અધર્મ આચરેલો નથી અને પૃથ્વીમાં દ્રૌપદી જે પડ્યાં તેનું કારણ શું તે કહો? યુધિષ્ઠિર બોલ્યા—હે પુરૂષોમાં શ્રેષ્ઠ આનો પક્ષપાત ધનંજયમાં (અર્જુનમાં) વિશેષે કરી હતો તેનું આ ફળ આજ આ ભોગવે છે. વૈશંપાયને કહ્યું—આ રીતે કહી એને જોયા વિના બુદ્ધિમાન્ ધર્માત્મા પુરૂષોમાં ઉત્તમ ભરતશ્રેષ્ઠ, મનનું સમાધાન કરી ચાલ્યા. તે પછી વિદ્વાન્ સહદેવ પૃથ્વી તળ ઉપર પડ્યા, તેને પણ પડેલા જોઈ ભીમ, રાજા પ્રત્યે બોલ્યા–જે આ અહંકારથી રહિત આપણા સર્વેની સેવા ઇચ્છતા તે આ માદ્રીના પુત્ર શાથી! પૃથ્વી ઉપર પડ્યા? યુધિષ્ઠિર બોલ્યા—જેથી આ પોતાની તુલ્ય કોઇ પણ પંડિતને માનતા નહિ તે કારણથી તે દોષે કરી આ રાજપુત્ર પડ્યા. વૈશંપાયને કહ્યું–આ પ્રમાણે તેને કહી સહદેવને છોડી તે વખતે કુંતી પુત્ર યુધિષ્ઠિર, ભાઇયો અને કૂતરાની સાથે ચાલ્યા. દ્રૌપદીને પડેલાં તથા પાંડવ સહદેવને પડેલા જોઇ પીડા પામેલા બંધુ જેને પ્રિય છે એવા શૂરા નકુળ પડ્યા. જ્યારે તે, તે સુંદર દેખાવવાળા શૂર નકુળ પડ્યા ત્યારે પાછા પણ ભીમ, રાજાને આ વાક્ય પૂછવા લાગ્યા–જે આ ક્ષતિ રહિત ધર્માત્મા વચનને કરનાર જગતમાં રૂપવડે નિરૂપમ હતા તે નકુળ પૃથ્વીમાં શાથી! પડ્યા? આ રીતે ભીમસેને નકુળની બાબતમાં પૂછેલા સર્વ બુદ્ધિવાળાઓમાં ઉત્તમ ધર્મમાં મનવાળા યુધિષ્ઠિર ઉત્તર દેવા લાગ્યા. રૂપવડે મારી સમાન કોઈ પણ નથી એમ એનું જાણવું હતું, વળી હુંજ એક અધિક છું એવું જ્ઞાન એના મનમાં રહેલું હતું તેથી નકુળ પડ્યા. હે શૂર ભીમસેન, તમે આવો જેનું જે કહેલું હોય તે અવશ્ય તેને ભોગવે છે. આમ તેના કહેવા પછી તેઓને પડેલા જોઈ શોકથી સંતાપ પામેલા શત્રુના શૂરોને હણનાર ધોળાં વાહનવાળા પાંડવ અર્જુન પડ્યા. જ્યારે પુરૂષોમાં ઉત્તમ ઇંદ્રની તુલ્ય તેજવાળા દુઃખે હરાવાય એવા તે પડ્યા અને મરવા માંડ્યા, ત્યારે ભીમ, રાજાને પૂછવા લાગ્યા—હું આ મહાત્માનું પોતાનાઓમાં પણ થયેલું અસત્ય સંભારતો નથી. (મને આનું અસત્ય થયેલું સાંભરતું નથી) અને જેણે કરી આ ભૂમિ ઉપર પડ્યા એ કોનો વિકાર (દોષ) છે? યુધિષ્ઠિર બોલ્યા–હું એક દિવસે શત્રુઓને ભસ્મ કરૂં એમ અર્જુન

બોલતા પણ શૂરના માનવાળા એ તે કરિ શકતા નહોતા તેથી પડ્યા. તેમ આ અર્જુન સર્વ ધનુર્ધારિયોનું અપમાન કરતા તે રીતે સમૃદ્ધિ ઈચ્છનારે એ કરવુ નહિ. વૈશંપાયને કહ્યું—આમ કહી રાજા ચાલ્યા અને પછી ભીમ પડ્યા. પડેલા ભીમ ધર્મરાજ યુધિષ્ઠિરને પૂછવા મંડ્યા. ભોભો રાજન્, જુવો તમારો પ્રિય હું પડ્યો. જો જાણોછો તો મારૂ પડવું શું! નિમિત્ત (કારણ)થી થયું તે મને કહો? યુધિષ્ઠિર બોલ્યા—હે કુંતીપુત્ર, તમે અતિ ભુક્ત કરેલું છે અને બીજાને જોયા વિના બળથી બડાઇ કરો છો તેથી પૃથ્વીમાં પડ્યા છો. આ પ્રમાણે તેને કહિ મહાભુજ યુધિષ્ઠિર નહિ જોતા ચાલ્યા અને મેં બહુ વાર તમને જે કહેલું છે તે એક શ્વાન પણ પાછળ ચાલ્યો.

इत्युक्त्वातंमहाबाहुर्जगामानवलोकयन् ।
श्वाप्येकोनुययौयस्तेबहुश:कीर्तितोमया ॥२६॥

इति श्रीमहाभारतेमहाप्रस्थानिकेपर्वणि द्रौपद्यादिपतने द्वितीयोऽध्याय: ॥ २ ॥

---

**वैशम्पायनउवाच**—तत:सन्नादयन्शक्रोदिवंभूमिंचसर्वश: ।
रथेनोपययौपार्थमारोहेत्यब्रवीच्चतम् ॥१॥

વૈશંપાયને કહ્યું—તે પછી સર્વ તરફથી સ્વર્ગ અને ભૂમિને ગજાવતા ઇંદ્ર રથવડે કુંતીપુત્ર યુધિષ્ઠિરની પાસે ગયા અને તેને 'રથમાં બેસો' એમ કહેવા લાગ્યા. આ સાંભળી પોતાના ભાઇયોને પડેલા જોઈ શોકથી સંતાપ પામેલા ધર્મરાજ યુધિષ્ઠિર હજાર નેત્રવાળા ઇંદ્ર પ્રત્યે આ વચન બોલ્યા—હે સુરોના ઇશ્વર, મારા ભાઇયો અહિં પડેલા છે તેઓ મારી સાથે આવે, ભાઇયોવિના હું સ્વર્ગ પ્રત્યે જવા ઇચ્છિતો નથી. હે પુરંદર (ઇંદ્ર), અતિ કોમળ, સુખને યોગ્ય રાજપુત્રી ( દ્રૌપદી ) તે અમારી સાથે આવે તે તમે આજ્ઞા આપો. ઇંદ્ર બોલ્યા—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તમે સ્વર્ગમાં જવાથી દ્રૌપદીની સાથે ભાઇયોને આગળથી સ્વર્ગમાં ગયેલા જોશો માટે સર્વનો શોક કરોમાં. હે ભરતશ્રેષ્ઠ, મનુષ્યના દેહને તજી તેઓ ગયા છે તથાં તમે આ શરીર સહિત સ્વર્ગમાં જશો એમાં સંશય નથી. યુધિષ્ઠિર બોલ્યા—હે થયેલ અને થનારાઓના ઇશ્વર, મારી બુદ્ધિ ક્રૂરતા રહિતપણાંવાળી છે માટે આ જે કૂતરો નિત્ય મને સેવનાર છે તે મારી સાથે આવે. ઇંદ્ર બોલ્યા—હે રાજન્,

આજ તમે મરણના ધર્મ રહિતપણાને, મારી સમતાને, સઘળી લક્ષ્મીને, મ્હોટી સિદ્ધિને અને સ્વર્ગનાં સુખોને પામ્યા છો માટે કૂતરાને તજો, એમાં કૂર કર્મ નથી. યુધિષ્ઠિર બોલ્યા—હે હજાર નેત્રવાળા આર્ય આર્યે ( સજ્જને ), આ આર્યે નહિ કરવાનું કર્મ દુઃખે કરી શકાય એવું છે, જે લક્ષ્મી માટે હું ભક્તજનને તજું તે લક્ષ્મીની સાથે મારો સંગ નહિ થાઓ. ઇંદ્ર બોલ્યા—હે ધર્મરાજ, સ્વર્ગ લોકમાં કૂતરાવાળાઓનું સ્થાન નથી, ક્રોધવશ નામના દેવતાઓના ગણો ઈષ્ટાપૂર્તનાં ફળને હરે છે તેથી વિચારિ કરો, કૂતરાને તજો, એમાં નિર્દય કર્મ નથી. યુધિષ્ઠિર બોલ્યા—હે મહેંદ્ર, જગતમાં ભક્તના ત્યાગને બ્રાહ્મણની હત્યાના કર્મની બરોબર અત્યંત પાપ કહે છે તેથી હું કયારેય પણ પોતાના સુખની ઇચ્છાવાળો થઇ આજ કોઇ રીતે આને તજીશ નહિ. હું ભય પામેલો, ભક્ત, બીજું નથી એમ જાણી પીડા પામેલો, રક્ષણ કાજે આવેલો, ક્ષીણ થયેલો, અને પ્રાણ ઇચ્છનારને મારા પ્રાણ ત્યાગથી પણ છોડવા યત્ન કરતો નથી, આ મારૂં નિત્ય વ્રત છે. ઇંદ્ર બોલ્યા—ક્રોધવશ નામે દેવો કૂતરે જોયેલ, જે દાન, યજ્ઞ, જપ અને હોમ હોય તેને હરે છે તેથી તમે આ કૂતરાનો ત્યાગ કરો; કૂતરાને તજવાથી દેવલોકને પામશો. હે શૂર, ભાઇયોને તથા પ્રિય દ્રૌપદીને તજી પોતાના કર્મથી આ લોક પ્રાપ્ત થયો છે ત્યારે કેમ આ કૂતરાને તજતા નથી? આજ સઘળા ત્યાગને પામ્યા છો અને કેમ મુઝાઓ છો? યુધિષ્ઠિર બોલ્યા—જગતમાં મરેલા મનુષ્યો સાથે સલાહ અને ટંટો નથી એવો નિશ્ચય છે. વળી મેં તેઓને જીવાડી શકાય એમ નથીજ તેથી તેઓનો ત્યાગ કરયો પણ જીવતાઓનો ત્યાગ કરેલો નથી. હે ઇંદ્ર, જે શરણ આવેલાને ભય આપવું, સ્રીનો વધ, બ્રાહ્મણના ધનનું હરણ અને મિત્રનો દ્રોહ એ ચાર પાપો છે તેઓની તુલ્ય મેં ભક્તનો ત્યાગ માનેલો છે. વૈશંપાયને કહ્યું—ધર્મરાજનું તે વચન સાંભળી પ્રીતિવાળા ધર્મ સ્વરૂપવાળા ભગવાન્ સ્તુતિ યુક્ત સુંદર વચનોવડે નરપતિ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા—ભગવાન્ બોલ્યા—હે ભારત રાજેંદ્ર, તમે પિતા પાંડુથી આચરણ, બુદ્ધિ અને સર્વ પ્રાણિયોમાં રહેલી આ દયાવડે કુલીન છો. હે પુત્ર, પૂર્વે દ્વૈત વનમાં જ્યાં તમારા ભાઇયો પાણી લેવા કાજે પરાક્રમ કરતા હણેલા હતા ત્યાં મેં તમારી પરીક્ષા કરી છે, જ્યાં બે માતાઓની સમતા ઇચ્છિનારા તમોએ ભીમ ને અર્જુન એ બે ભાઇયોને તજી નકુળને જીવતા ઇછયા હતા હાલ તમે આ કૂતરો ભક્ત છે એમ જાણી દેવના રથને તજ્યો તેથી સ્વર્ગમાં કોઈ પણ નરોનો અધિપતિ ( રાજા ) તમારી તુલ્ય

નથી. હે ભરતશ્રેષ્ઠ ભારત, એથી તમારો પોતાના શરીર સહિત અક્ષય લો-
ક છે અને તમે દિવ્ય ઉત્તમ ગતિ પામ્યા છો. વૈશંપાયને કહ્યું—આવું ક-
હ્યા પછી ધર્મ, ઈંદ્ર, મરૂત્ દેવો, અશ્વિની કુમારો, દેવો, ને દેવ ઋષિયો, તે
સિદ્ધ એવા, ઇચ્છા પ્રમાણે ફરનારા રજો ગુણથી રહિત, પુણ્યકારિ, તથા
પુણ્યરૂપ વાણી, બુદ્ધિ અને કર્મવાળા, સર્વ પોતાનાં વિમાનોથી પાંડવ યુધિ-
ષ્ઠિરને રથમાં બેસાડી ચાલ્યા. તે કુરૂના કુળને ધારણ કરનાર રાજા તે ર-
થમાં બેસી તેજવડે પૃથ્વી, આકાશને ઢાંકી તત્કાળ ઉંચે ચાલ્યા. તે સમયે
દેવના નિવાસમાં રહેલા સર્વ લોકને જાણનાર બ્રહ્મવાદી મ્હોટાં તપવાળા ના-
રદ તે વખતે ઉંચે સ્વરે વાક્ય બોલ્યા—જે રાજર્ષિયો છે તે પણ યાદિના
વિષયમાં છે પણ તેઓની કીર્ત્તિને ઢાંકી કુરૂરાજજ રહ્યા છે. અમે પાંડવ
યુધિષ્ઠિરથી બીજાને યશ, તેજ ને આચરણની સંપત્તિથી લોકોને ઢાંકી પોતાના
શરીર સહિત આવેલા સાંભળ્યા નથી. હે સમર્થ, ભૂમિમાં રહેલા તમે જે તે-
જો જોયેલાં હતાં તે હજારો પૃથ્વીમાં રહેલા દેવોનાં આ મકાનો જુવો. આ-
વું નારદનું વચન સાંભળી ધર્માત્મા રાજા યુધિષ્ઠિર દેવોને તથા પોતાના
પક્ષવાળા પૃથ્વીપતિયોને બોલાવી બોલ્યા—આજ મારા ભાઈનું શુભ અ-
થવા પાપરૂપ જે સ્થાન હોય તેનેજ પામવા ઇચ્છું છું પણ બીજા લોકોને
ઇચ્છતો નથી આવું રાજાનું વચન સાંભળી દેવોના રાજા ઈંદ્ર ક્રૂરતા રહિ-
તપણાવાળા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા—હે રાજેંદ્ર, સંપાદન કરેલાં શુભ કર્મો-
વડે આ સ્થાનમાં વસો; શું! હજી પણ તમે મનુષ્યના સ્નેહને તાણો છો!? હે
કુરૂપુત્ર, જે રીતે કયાંય પણ બીજો પુરૂષ પામેલો નથી તે રીતે તમે ઉત્તમ
સિદ્ધિ પામ્યા છો, તમારા ભાઇયો તે સ્થાનને પામ્યા નથી. હે નરોના અધિ-
પ, આજ સુધી પણ મનુષ્યનો ભાવ તમને સ્પર્શ કરે છે, આ સ્વર્ગ છે મા-
ટે દેવ ઋષિયોને તથા સ્વર્ગરૂપ સ્થાનવાળા સિદ્ધોને જુઓ. આ પ્રમાણે
બોલતા સમર્થ, દેવોના અધિપતિને બુદ્ધિમાન્ યુધિષ્ઠિર ફરીને પણ અર્થવા-
ળું આ વાક્ય કહેવા લાગ્યા—હે દૈત્યોને હણનાર, અહિ તેઓ વિના રહેવા ઉ-
ત્સાહ પામતો નથી અને જ્યાં તે ભાઇયો ગયા છે ત્યાં હું જવા ઇચ્છું છું. વ-
ળી જ્યાં તે બુદ્ધિ ને સત્વ ગુણવાળી, મ્હોટી, સુંદર સ્ત્રી છે, જ્યાં સ્ત્રીઓમાં
શ્રેષ્ટ મારાં દ્રૌપદી ગયાં છે ત્યાં જવા ચાહું છું.

यत्रसाबृहतीश्यामाबुद्धिसत्त्वगुणान्विता ।
द्रौपदीयोषितांश्रेष्ठायत्रचैवगताप्रिया ॥३८॥

इति श्रीमहाभारतेशतसाहस्र्यांसंहितायांवैयासक्यां महाप्रस्थानिकेपर्वणि युधिष्ठिरस्वर्गारोहे तृतीयोऽध्यायः ॥३॥

इदं श्रीमहाभारतान्तर्गतस्यमहाप्रस्थानिकपर्वणोभाषान्तरंश्रीमदमदावादनगरनिवासकरेण स्वदेशवत्सलमासिकपत्राध्यक्षेणरैक्कविप्रोद्भवेनमहानन्दात्मजेनमणिशङ्करेणराज्यमानराज्यश्रीमतांनानाभाईतनुजानांभाइशंकरशर्मणांसहाय्यान्‌जामनगरवासिनः प्रश्नोराख्यनागरविप्रजातेःस्तम्भपुरसंस्कृत पाठशालाध्यापकस्यशीघ्रकवेरेवाशङ्करसूनोःशास्त्रिणःकेशवलालस्याग्रेसमाप्तंसम्वदष्टचत्वारिंशोत्तरैकोनविंशतिशततमेऽब्देमार्गकृष्णचतुर्दश्यांबुधवासरेकारयित्वाप्रकाशितम्‌तत्रत्वरावशादितरकायबाहुल्यादज्ञानात्प्रमादाद्वाकिञ्चित्स्खलितमशुद्धंचस्यात्तत्क्षन्तव्यंशोध्यंचसौशील्यवद्भिर्विपश्चिद्भिरितिविज्ञप्यतेलेखिना.



# भारतार्थप्रकाश.

## अथ स्वर्गारोहण पर्व.

नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमम् ।

देवींसरस्वतींचैवततोजयमुदीरयेत् ॥१॥

નરોમાં ઉત્તમ નારાયણ, નર ઋષિને અને તે પછી દેવી સરસ્વતીને નમન કરી જયરૂપ ગ્રંથ કહેવાય છે. જનમેજયે પૂછ્યું-મારા પૂર્વજ પિતામહો (દાદા) પાંડવો ને ધૃતરાષ્ટ્રના પુત્રો ત્રણ જગત્ સરખો સ્વર્ગને પામી કયા સ્થાનોને સેવવા લાગ્યા આ હું સાંભળવા ઇચ્છું છું, મેં તમને બધું જાણનાર માનેલા છે અને મહર્ષિ અદ્દ્ભૂત કર્મવાળા વ્યાસે આજ્ઞા કરેલી છે માટે કહો. વૈશંપાયને કહ્યું-તમારા પૂર્વજ પિતામહો યુધિષ્ઠિર વગેરે ત્રણ જગતરૂપ સ્વર્ગને પામી જે કરવા લાગ્યા તે સાંભળો. ત્રણ જગતરૂપ સ્વર્ગને પામી ધર્મરાજ યુધિષ્ઠિર લક્ષ્મીએ સેવેલા સૂર્યની પેઠે શોભતા શૂરની લક્ષ્મીથી યુક્ત શોભતા દેવો અને પુણ્ય કર્મવાળા સાધ્યોએ સહિત દુર્યોધનને આસન ઉપર બેઠેલા જોવા લાગ્યા. તે વખતે યુધિષ્ઠિર દુર્યોધનને જોઈ ક્રોધ પામેલા અને દુર્યોધન પાસે રહેલી લક્ષ્મી જોઈ ઝટ નિવૃત્ત થયા. વળી ઉંચે સ્વરે તેઓને વચન કહેવા લાગ્યા-હું અલ્પ દૃષ્ટિવાળા લોભિ દુર્યોધનની સાથે લોકોને પામવા ઇચ્છતો નથી. જેને કાજે પૂર્વે મહા વનમાં ક્લેશ પામેલા અમોએ યુદ્ધમાં હઠથી સઘળી પૃથ્વી, સ્નેહિયો તથા બાંધવોને હણ્યા. જેણે અમારા ગુરૂની સમીપમાં સભાના મધ્યમાં નિર્દોષ અંગવાળાં ધર્મ આચરનારાં પાંચાલી પત્ની દ્રૌપદીને ખેંચ્યાં હતાં માટે હે દેવો, મારી દુર્યોધનને જોવા ઇચ્છા નથી, પણ જ્યાં મારા તે ભાઇયો છે ત્યાં હું જવા ઈચ્છું છું. હે રાજેંદ્ર, નારદ હસતા હોય તેમ તેમને 'એમ નહિ થાય' એવું બોલ્યા. સ્વર્ગમાં જે વિરૂદ્ધ હોય છે તે પણ મટી જાય છે. હે મહાભુજ યુધિષ્ઠિર, કોઇ પણ રીતે આવું કહો માં અને નરપતિ દુર્યોધનની બાબતમાં મારૂં જે આ વચન છે તે સાંભળો. આ રાજા દુર્યોધન દેવો અને સારા અતિ ઉત્તમ રાજાઓની સાથે પૂજાય છે. જે આ સ્વર્ગમાં વસનારા છે તેઓ

યુદ્ધમાં પોતાનાં શરીરને હોમી વીર લોકની ગતિને પામ્યા છે. દેવોની સમાન સબળા તમે યુદ્ધમાં જેની સાથે ગળ્યા હતા અને મ્હોટા ભયમાં જે પૃથ્વી-પતિ (રાજા) નિર્ભય હતા તે આ ક્ષત્રિયના ધર્મથી આ સ્થાનને પામેલા છે. હે પુત્ર, તમારે જે જુગટામાં કરાવેલું હતું તે મનમાં ધારણ કરવાનું નથી, તેમ તમે દ્રૌપદીના ક્લેશને વિચારવા યોગ્ય નથી. વળી જે બીજા પણ તમારા જ્ઞાતિયોના કરાવેલા ક્લેશો છે અને યુદ્ધોમાં અથવા બીજે ક્લેશો થયા છે તેઓને તમે સંભારવા યોગ્ય નથી. હે મનુજોના અધિપ, આ સ્વર્ગ છે તથા અહિં વૈરો નથી, માટે રાજા દુર્યોધનની સાથે ન્યાય પ્રમાણે મળો. આ રીતે નારદે કહેલા ધારણા યુક્ત બુદ્ધિવાળા કુરૂઓના રાજા યુધિષ્ઠિર ભાઇયોને પૂછવા લાગ્યા અને આ વાક્ય બોલ્યા—જો ધર્મને નહિ જાણનાર પાપિ અને પૃથ્વી તથા સુહૃજ્જનોના દ્રોહિ અને જેને કાજે ઘોડાઓ સહિત નર અને હસ્તિયો સહિત પૃથ્વી નાશ પામી. વળી જે સામું વૈર કરવા ઇચ્છતા અને ક્રોધ અથવા શોકથી બળ્યા તે દુર્યોધનને આ સનાતન લોક પ્રાપ્ત થયા, જે પ્રસિદ્ધ વીર, મહાત્મા, મ્હોટા વ્રતવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, લોકમાં શૂર ને સત્યવાદિ મારા ભાઇયો હતા, તેઓના હાલ કયા લોક છે તેઓને હું જોવા ઇચ્છું છું. તે રીતે મહાત્મા સત્યપ્રતિજ્ઞ કુંતીના પુત્ર, કર્ણને ધૃષ્ટદ્યુમ્નને સાત્ય-કિને અને ધૃષ્ટદ્યુમ્નના પુત્રોને જોવા ચાહું છું. હે બ્રહ્મન્ નારદ, જે પૃથ્વી-ના પતિયો ક્ષત્રિયના ધર્મથી શસ્ત્રોવડે વધ પામ્યા છે તેઓ ક્યાં છે? હું તે પૃથ્વી પતિયોને દેખતો નથી. હે નારદ, વિરાટને, દ્રુપદને, તે ધૃષ્ટકેતુ વગે-રેને, શિખંડીને, પાંચાલ્યને, સર્વે દ્રૌપદીના પુત્રોને અને દુઃખે પરાભવ પમા-ડાય એવા અભિમન્યુને જોવા ઇચ્છું છું.

शिखण्डिनंचपाञ्चाल्यंद्रौपदेयांश्चसर्वशः ।
अभिमन्युंचदुर्धर्षंद्रष्टुमिच्छामिनारद ॥२६॥

इति श्रीमहाभारते स्वर्गारोहणपर्वणि स्वर्गेनारदयुधिष्ठिरसंवादे प्रथमोऽध्यायः ॥१॥

---

युधिष्ठिरउवाच- नेहपश्यामिविबुधाराधेयममितौजसम् ।
भ्रातरौचमहात्मानौयुधामन्यूत्तमौजसौ ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે દેવો, અહિં હું માપિ નહિ શકાય એવાં બળવા-

ળા રાધાના પુત્ર કર્ણને, મહાત્મા ભાઇયો યુધામન્યુ અને ઉત્તમૌજાને જોતો નથી. જે મહારથિયોએ યુદ્ધરૂપ અગ્નિમાં શરીરો હોમ્યાં હતાં અને જે રાજાઓ તથા રાજપુત્રો મારે અર્થે યુદ્ધમાં હણાયા હતા તે સઘળા વાઘની સમાન પરાક્રમવાળા મહારથિયો ક્યાં છે? કેમ પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તેઓએ પણ આ લોકને જીત્યો છે! હે દેવો, જો તે સઘળા મહારથિયો આ લોકોને પામ્યા છે તો તમે તે મહાત્માઓની સાથે રહેલા જાણો. કેમ તે નરપતિયોએ આ ક્ષયથી રહિત શુભ લોક મેળવ્યો છે?' હું તે ભાઇયો તથા જ્ઞાતિયોવિના રમિશ નહિ. પૂર્વે જળ ક્રિયા મારે કર્ણને 'જળ અર્પણ કરો' એવું માતાનું વચન સાંભળ્યું હતું તેથી તાપ પામું છું. હે દેવો, હું વારંવાર આ પરિતાપ પામું છું. જે હું માતાની સમાન અપ્રમેય આત્માવાળા તે કર્ણના તે ચરણોને અને શત્રુનાં બળને પીડનાર કર્ણને જોઇનેજ અનુસરયો નહિ. ઇંદ્ર પણ યુદ્ધમાં કર્ણ સાથે મળેલા અમોને જીતિ શકે નહિ. મેં અજાણતાં અર્જુનવડે જે એ કર્ણને હણાવ્યો, હું જ્યાં ત્યાં રહેલા તે સૂર્યના પુત્રને જોવા ઇચ્છું છું. ભયંકર પરાક્રમવાળા મારા પ્રાણોથી પણ પ્રિય ભીમસેનને, ઇંદ્રના જેવા અર્જુનને, યમની ઉપમા અપાય એવા બે નકુળ સહદેવને અને હું ધર્મને આચરણ કરનારી તે પંચાલ દેશના રાજાની પુત્રીને જોવા ઇચ્છું છું પણ અહિ રહેવાને ઇચ્છતો નથી. આ રીતે તમોને સત્ય કહું છું. હે સુરોમાં શ્રેષ્ઠ! ભાઇયોથી અતિ હીન હોવાથી મને સ્વર્ગવડે શું છે! મેં આ સ્વર્ગ માનેલું નથી પણ જ્યાં મારા તે ભાઇયો છે તે મારો સ્વર્ગ છે. દેવો બોલ્યા—હે પુત્ર, જો ત્યાં તમારી શ્રદ્ધા હોય તો ત્યાં જાઓ પણ ઘણો વખત કરોમાં, અમે દેવોના રાજા ઇંદ્રની આજ્ઞાથી તમારાં પ્રિયમાં વાર્ત્તિયે છીયે. વૈશંપાયને કહ્યું—હે શત્રુને તપાવનાર, આ પ્રમાણે તેને કહ્યા પછી દેવોએ દેવદૂતને આવું કહ્યું–હે શત્રુને તપાવનાર, યુધિષ્ઠિરના સ્નેહિયોને દેખાડો. આ સાંભળ્યા પછી હે રાજશ્રેષ્ઠ, કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિર તથા દેવોનો દૂત એ બે ભેગા જ્યાં તે શ્રેષ્ઠ પુરૂષો હતા ત્યાં ગયા. આગળ દેવદૂત અને પાછળ રાજા ચાલ્યા. આ રીતે તે અશુભ, દુઃખે જવાય એવા, પાપિ કર્મવાળાઓએ સેવેલ, અંધકારે વિંટેલ, ઘોર, કેશ, શેવાળ ને લીલાં ખડવાળા, પાપ કરનારાઓના ગંધોથી યુક્ત, માંસ ને લોહિરૂપ કાદવવાળા, લુગડાંઓના ઉડવાથી રીંછ, માંખી અને મસળાંઓથી યુક્ત, અહિં અહિં ચોતરફ શરીરોએ વિંટેલ, અસ્થિ અને કેશથી વ્યાપ્ત, કૃમિ (ઝીણા કીડા) અને કીડાઓથી આકુળ, ચોતરફથી પ્રકાશવાળા અ-

ગ્નિએ વિંટેલ, લોઢાના સરખાં મુખવાળા, કાગડા વગેરે અને ગીધોએ દોડા-દોડ કરેલું સોયના સરખાં મૂખવાળા અને વિંધ્ય પર્વતની ઉપમાવાળા પ્રેતોએ વિંટેલ, ત્યાં ત્યાં પાડેલા મેદ ને રૂધિરવાળા, કાપેલા ભુજ, સાથળ, હાથથી યુક્ત, કાપેલાં ઉદર અને પગોથી યુક્ત, તે શબના દુર્ગંધવાળા, સુખ અથવા કલ્યાણ રહિત, રૂવાડાંઓને હર્ષ પમાડનાર માર્ગ પ્રત્યે ગયા. મધ્યમાં બહુ વિચારતા ધર્માત્મા રાજા ચાલ્યા અને અતિ દુઃખે જવાય એવી ઉનાં પાણીયોવડે ભરેલી નદીને, તીક્ષ્ણ ક્ષુરથી યુક્ત તરવારના સરખાં પત્રોનાં વનને, ધોળી સૂક્ષ્મ રેતીને, તપેલી લોઢાની જૂદી જૂદી શિલાઓને અને ચોતરફથી પકવાતા તેલથી યુક્ત લોઢાના ઘડાઓને જોવા લાગ્યા. કુંતીપુત્ર રાજા દુઃખે સ્પર્શ કરાય એવા તીક્ષ્ણ કાંટાવાળાં, કૂટશાલ્મલિ વૃક્ષને તથા પાપ કરનારાઓનાં દુઃખોને જોવા લાગ્યા. તે દુર્ગંધને જાણી દેવના દૂતને કહેવા લાગ્યા–આપણે કેટલા માર્ગ સુધી આવા આ માર્ગમાં જવાનું છે? મારા તે ભાઈયો ક્યાં છે તે મને કહેવા યોગ્ય છો. આ દેવોનો કયો દેશછે એ હું જાણવા ઈચ્છું છું. આવું ધર્મરાજનું બોલવું સાંભળીને તે દેવનો દૂત એમને કહેવા લાગ્યો–તમારૂં જવું એટલું (અહિં સુધી) છે. દેવોએ જે રીતે મને કહેલું છે તે રીતે મારી સાથે નિવૃત્ત થવા યોગ્ય છો. હે રાજેંદ્ર, જો થાક્યા હોતો તમે મારી સાથે આવવા યોગ્ય છો. હે ભારત, તે ગંધવડે મૂર્છા પામેલા, વૈરાગ્ય પામેલા અને નિવૃત થવામાં જેણે મન ધારણ કરેલું છે એવા પાછા વળ્યા. ત્યાં નિવૃત્ત થયેલા ધર્માત્મા દુઃખ ને શોકથી ઘાયલ થયેલા યુધિષ્ઠિર ચોતરફથી બોલનારાઓની વાણી સાંભળવા લાગ્યા. ભોભો! ધર્મથી થયેલા પુણ્યકારિ કુટુંબવાળા પાંડવ, અમારા અનુગ્રહને અર્થે પ્રથમ બે ઘડીવાર ઉભા રહો. હે તાત, દુઃખે પરાભવ પમાડાય એવા તમે આવો છો તેથી જેણે કરી સુખ અમને મળે છે, એવો તમારા ગંધને અનુસરનાર અતિ પુણ્યકારી વાયુ વાય છે. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, રાજાઓમાં અતિ ઉત્તમ કુંતીપુત્ર, તમને જોઈ તે અમે ઘણા કાળનાં સુખને પામશું. હે કુરૂના કુળમાં થયેલા મહાભુજ ભારત, તમે મુહૂર્તવાર પણ ઉભા રહો. તમારા ઉભા રહેવાથી નરકનું દુઃખ અમને બાધ પમાડતું નથી. આ રીતે હે નૃપ, તે ભાગમાં તે ચોતરફથી બોલતા વેદનાવાળા નરોની કૃપણ બહુ પ્રકારની વાણિ સાંભળધા લાગ્યા. તે દીન બોલનારાઓનું વચન સાંભળી દયાવાન્ તે યુધિષ્ઠિર અહો! કષ્ટ છે એમ બોલ્યા અને ઉભા રહ્યા. તે પાંડવે ગ્લાનિ પામેલા અને દુઃખ પામેલા નરોની આગળ વારંવાર પ્રથમ સાંભળેલી તે વાણી જાણી નહિ.

તે વાણીને નહિ જાણતા ધર્મના પુત્ર યુધિષ્ઠિર બોલ્યા—તમે કોણ છો અને અહીં શા સારૂ રહ્યા છો? આ પ્રમાણે કહેલા તે સર્વ હે પ્રભુ તે વખતે હું કર્ણ છું, ભીમસેન છું અને અર્જુન છું એમ ચોતરફથી બોલ્યા. વળી હું નકુળ સહદેવ, હું ધૃષ્ટદ્યુમ્ન, હું દ્રૌપદી, અમે દ્રૌપદીના પુત્રો છીયે એમ બોલવા લાગ્યા. હે નૃપ, તે વખતે તે રાજા તે દેશના સરખી તે વાણી સાંભળ્યા પછી આ શું! દેવે કરાવ્યું એમ વિચારવા લાગ્યા. આ મહાત્મા એવા કર્ણ, દ્રૌપદીના પુત્રો અને સારાં મધ્યવાળાં પાંચાલી (દ્રૌપદી)એ તે શું પાપિ કર્મ કરેલું છે?! જે આ જનો પાપરૂપ ગંધવાળા, અતિ ભયંકર દેશમાં છે. તે સઘળા પુણ્ય કર્મવાળાઓનાં દુષ્ટ કર્મને હું જાણતો નથી. શું! કરવાથી ધૃતરાષ્ટ્રનો પુત્ર રાજા દુર્યોધન તે રીતે લક્ષ્મીથી યુક્ત સઘળા પાપિ સેવકોની સાથે લક્ષ્મીવાન્ અતિ પૂજેલા મહેંદ્રની પેઠે રહ્યો છે. હમણાં આ કોનો વિકાર છે કે જે આ સર્વ ધર્મને જાણનાર શૂર, સત્ય ધર્મમાં તત્પર, ક્ષત્રિયના ધર્મમાં પ્રીતિવાળા સારા બહુ દાનિ એવા યજન કરનારાઓ નરકને પામ્યા છો શું સૂતોછું, જાગુંછું, જાણુંછું કે નથી જાણતો! અહો! આ ચિત્તનો વિકાર છે અથવા મારા ચિત્તનો વિભ્રમ છે! આ રીતે દુઃખ ને શોકથી ભરેલા ચિંતાથી વ્યાકુળ ઇંદ્રિયોવાળા રાજા યુધિષ્ઠિર બહુ પ્રકારે વિચારવા લાગ્યા. ધર્મના પુત્ર નરોના પતિ યુધિષ્ઠિરે તીવ્ર ક્રોધ કર્યો ને દેવો તથા ધર્મની નિંદા કરવા માંડી. તીવ્ર ગંધથી સંતાપ પામેલા તે દેવના દૂતને કહેવા લાગ્યા—જેઓના તમે દૂત છો ત્યાં તેઓની સમીપ જાઓ. હું ત્યાં નહિ જાઉં, અહિં રહ્યોછું એમ નિવેદન કરો. મારા આશ્રયથી મારા ભાઈ આ દૂત સુખિ છે. આ પ્રમાણે તે સમયે બુદ્ધિમાન્ પાંડુના પુત્રે કહેલા તે દૂત જ્યાં સો યજ્ઞ કરનાર દેવોના રાજા રહ્યા છે ત્યાં ગયા અને હે જનોના અધિપતિ જે રીતે ધર્મના પુત્રે કહ્યું હતું તે રીતે સઘળું તે ધર્મરાજનું કરવા ધારેલું નિવેદન કરયું.

निवेदयामासचतद्धर्मराजचिकीर्षितम् ।
यथोक्तंधर्मपुत्रेणसर्वमेवजनाधिप ॥ १४ ॥

इति श्रीमहाभारते स्वर्गारोहणपर्वाणि युधिष्ठिरनरकदर्शने द्वितीयो ऽध्यायः ॥ २ ॥

---

**वैशम्पायनउवाच**—स्थितेमुहूर्तंपार्थेतुधर्मराजेयुधिष्ठिरे ।
आजग्मुस्तत्रकौरव्यदेवाःशक्रपुरोगमाः ॥१॥

વૈશંપાયને કહ્યું—હે કુરૂકુળમાં થયેલા, જ્યારે બે ઘડીવાર કુંતીના પુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર રહ્યા ત્યારે ત્યાં ઇંદ્ર વગેરે દેવો આવ્યા. જ્યાં એ કુરૂરાજ યુધિષ્ઠિર હતા ત્યાં તે દેહવાળા ધર્મરાજા યુધિષ્ઠિરને જોવા આવ્યા. જ્યારે પુણ્યકારિ કુટુંબ ને કર્મવાળા શોભિત દેહવાળા તે દેવો આવ્યા ત્યારે તે તમ દૂર થયું. ત્યાં પાપ કરનારાઓની પીડાઓ દેખાતી ન હતી. કૂટશાલ્મલીની સાથે વૈતરણી નદી, ભયાનક લોઢાના ઘડા અને શિલાઓ દેખાતી ન હતી. ત્યાં ચોતરફ જે વિકારવાળાં શરીરો હતાં તેઓને કુરૂકુળના રાજા દેખતા થયા અને તે અદ્દશ્ય થયાં. હે ભારત, તે પછી દેવની સમીપ રહેલો અતિ શીતલ પુણ્યકારિ ગંધને ધારણ કરનારો સુંદર સુખકારિ સ્પર્શવાળો વાયુ વાવા લાગ્યો. મરૂત્ ઇંદ્રની સાથે, વસુઓ અશ્વિનીકુમારો સાથે, સાધ્ય, રૂદ્ર, સૂર્યો, જે બીજા પણ દેવો હતા તે સર્વ સિદ્ધ અને ઉત્તમ ઋષિયો જ્યાં મહા તેજસ્વી રાજા ધર્મના પુત્ર રહ્યા હતા ત્યાં આવ્યા. પછી ઉત્તમ લક્ષ્મીવડે યુક્ત દેવોના પતિ ઇંદ્ર યુધિષ્ઠિરને શાંતિ પૂર્વક આ વચન કેહેવા લાગ્યા–હે મહાભુજ યુધિષ્ઠિર, તમારા અક્ષય લોકો છે. હે સમર્થ મહાભુજ પુરૂષોમ શ્રેષ્ઠ, 'આવો આવો' એટલાથી પૂર્ણ કર્યું, સિદ્ધિ પ્રાપ્ત થઈ અને તમને અક્ષય લોક પ્રાપ્ત થયા હે તાત, તમારે ક્રોધ કરવો નહિ, મારૂં આ વચન સાંભળો. સર્વ રાજાઓએ નરક અવશ્ય જોવા લાયક છે. હે પુરૂષ શ્રેષ્ઠ, શુભ અને અશુભ કર્મોના બે સમુદાય છે. જે પ્રથ પુણ્ય ભોગવે છે તે પાછળથી નરકનેજ ભોગવે છે, જે પ્રથમ નરકને ભોગવનાર છે તે પાછળથી સ્વર્ગને પામે છે, જે અતિ બહુ પાપ કર્મવાળો છે તે સ્વર્ગને પામે છે; હે નૃપ, તેથી તમે આ રીતે. કલ્યાણને ઇચ્છનારો હું છું તેની સાથે મળ્યા છો; કેમકે તમે મિષથી (કપટથી) પુત્રની બાબતમાં દ્રોણની સેવા કરી છે તેથી હે રાજન્, કપટથીજ તમને નરક જે રીતે દેખાડેલું છે તે રીતે તમે, ભીમ, કુંતીનો પુત્ર, બે એવા નકુળ સહદેવ, તથા કૃષ્ણા દ્રૌપદી કપટથી નરકને પામેલ છો. હે નરોમાં શ્રેષ્ઠ, તમે આવો તેઓ પાપથી છૂટાં છે. હે ભરતશ્રેષ્ઠ, યુદ્ધમાં પોતાના પક્ષના જે પૃથ્વીના પતિયોને હણ્યા છે તેઓ સઘળા સ્વર્ગને પામ્યા છે તેઓને જુઓ. સર્વ શસ્ત્રને ધારણ કરનારાઓમાં ઉત્તમ મહાધનુર્ધારી કર્ણ જેને અર્થે. તમે 'પરિતાપ પામો છો તે ઉત્તમ સિદ્ધિ પામ્યા છે. હે પુરૂષોમાં શ્રેષ્ઠ સમર્થ મહાભુજ, તે સૂર્યના પુત્રને પોતાના સ્થાનમાં રહેલા જુઓ અને હે નરશ્રેષ્ઠ, શોકને તજો, તેમ બીજા ભાઇયોને અને પોતાના પક્ષના પૃથ્વીપતિયોને પોત પોતાનાં

સ્થાનને પામેલા જુઓ ને તમારા મનનો સંતાપ નાશ પામો. હે કૌરવ, આજથી આરંભિ પ્રથમ દુઃખને અનુભવિ મારી સાથે રોગથી રહિત અને શોકથી રહિત થઈ વિહાર કરો. હે તાત, મહાભુજ રાજન્, પોતે તપથી જીતેલાં, પુણ્યકારિ કર્મોનાં અને દાનોનાં ફળને પામો. આજ સ્વર્ગમાં ધૂળ રહિત વસ્ત્ર ને આભૂષણો સહિત, દિવ્ય દેવ, ગંધર્વો અનેઅપ્સરાઓ કલ્યાણરૂપ તમને સેવો. હે મહાભુજ, પોતાની મેળેજ તમે રાજસૂયવડે જીતેલા ખડ્ગથી સમૃદ્ધિ પમાડેલા લોકોને તથા તપનાં મહાફળને પામો. હે કુંતીપુત્ર યુધિષ્ઠિર, જેઓમાં તમે વિહાર કરનારા છો તે, હરિશ્ચંદ્રના જેવા રાજાઓની ઉપર, ઉપર રહેલા તમારા લોકો છે. જ્યાં રાજઋષિ માંધાતા છે, જ્યાં રાજા ભગીરથ છે અને જ્યાં દુષ્યંતના પુત્ર ભરત છે ત્યાં તમે વિહાર કરશો. હે કુંતીના પુત્ર રાજેંદ્ર, આ ત્રણ લોકને પાવન કરનાર પુણ્યકારિ દેવ નદી ગંગા છે ત્યાં સ્નાન કરી જાઓ. અહિં ન્હાવાથી તમારો મનુષ્યનો ભાવ જતો રહેશે અને તમે શોકથી રહિત, શ્રમથી રહિત અને તજેલ વૈરવાળા થશો. આ પ્રમાણે જ્યારે દેવોના ઇંદ્ર કહેવા લાગ્યા ત્યારે પ્રત્યક્ષ દેહધારી ધર્મ પોતાના પુત્ર કૌરવોના પતિ યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યા–ભોભો! મ્હોટી બુદ્ધિવાળા પુત્ર, મારી ભક્તિથી, સત્યવાક્યોથી, ક્ષમાથી અને દમથી પ્રસન્ન થયોછું. હે કુંતીપુત્ર રાજન, મેં આ ત્રિજી તમારી જાણવાની ઇચ્છા કરી છે, સ્વભાવથી ને કારણથી તમે ચલિત કરાવિ શકાતા નથી. પ્રથમ દ્વૈત વનમાં મેં અરણીથી યુક્ત એવા તમોને અર્થે પ્રશ્નથી પરીક્ષા કરી છે અને તમે તેને તરી ગયા છો. વળી ત્યાં દ્રૌપદીના સગા ભાઇયો નાશ પામ્યા ત્યારે કૂતરાનુંરૂપ ધારણ કરી મેં તમારી પરીક્ષા કરેલી છે. હે મહાભાગ, આ ત્રિજું છે કે ભાઇયોને અર્થે જે રહેવા ઇચ્છોછો તે શુદ્ધછે, પાપથી રહિત અને સુખીછો તેથી હે રાજન્ કુંતીપુત્ર, તમારા ભાઈયો નરકને યોગ્ય નથી. દેવોના રાજા મહેંદ્રે આ માયા કરેલી છે. હે તાત, સર્વ રાજાઓએ નરક અવશ્ય જોવા યોગ્ય છે તેથી તમે આ મુહૂર્તવાર ઉત્તમ દુઃખ પામેલું છે. હે નૃપ, અર્જુન, ભીમસેન, પુરૂષોમાં શ્રેષ્ઠ એવા બે નકુળ સહદેવ અને સત્યવક્તા શૂર કર્ણ ઘણા કાળ સુધી નરકને યોગ્ય છે. હે ભરત શ્રેષ્ઠ, રાજપુત્રી દ્રૌપદી કોઈ રીતે પણ બહુ કાળ નરકને યોગ્ય નથી માટે 'આવો આવો' અને ત્રણ લોકમાં જનારી ગંગા જુઓ. આ પ્રમાણે કહેલા તમારા પૂર્વજ પિતામહ તે રાજઋષિ ધર્મની સાથે અને સ્વર્ગનાં સ્થાનવાળા સઘળા દેવોની સાથે ગયા. દેવ નદી ઋષિઓએ

પરિચય કરેલી પુણ્યકારિ પવિત્ર કરનારી ગંગાનદીમાં સ્નાન કરી પછીથી રાજાએ મનુષ્યના શરીરનો ત્યાગ કરયો. તે પછી ધર્મરાજ વૈરથી રહિત અને જેનો સંતાપ ગયેલો છે એવા યુધિષ્ઠિર દિવ્ય શરીરવાળા થઇ તે જળમાં નાહ્યા. તે પછી દેવોએ યુક્ત ધર્મથી સહિત બુદ્ધિમાન્ મહર્ષિઓએ સ્તુતિ કરાતા કુરૂરાજ યુધિષ્ઠિર જ્યાં પુરૂષોમાં શ્રેષ્ઠ ક્રોધથી રહિત શૂર તે પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રો પોતાનાં સ્થાનોને સેવતા હતા ત્યાં ચાલ્યા.

यत्रतेपुरुषव्याघ्राःशूराविगतमन्यवः ।
पाण्डवाधार्तराष्ट्राश्चस्वानिस्थानानिभेजिरे ॥४४॥

**इति श्रीमहाभारते स्वर्गारोहणपर्वणि युधिष्ठिरतनुत्यागे तृतीयो ऽध्यायः ॥ ३ ॥**

---

**वैशंपायनउवाच–ततोयुधिष्ठिरोराजादेवैःसर्षिमरुद्गणैः ।
स्तूयमानोययौतत्रयत्रतेकुरुपुङ्गवाः ॥१॥**

વૈશંપાયને કહ્યું—તે પછી ઋષિ સહિત મરૂદ્ગણો તથા દેવોએ સ્તુતિ કરાતા રાજા યુધિષ્ઠિર જ્યાં તે કુરૂશ્રેષ્ઠો હતા ત્યાં ગયા. ત્યાં બ્રહ્માએ આરાધન કરાતા, શરીરથી યુક્ત, તેજથી પ્રથમ જોયેલા, સરખા પણાથીજ જાણેલા કૃષ્ણને દીઠા. કુંતીના પુત્ર યુધિષ્ઠિર પોતાના શરીરથી શોભતા, દિવ્ય અસ્ત્રોએ અને ઘોર, દિવ્ય પૂરૂષના દેહવાળા, ચક્ર વગેરેએ સેવેલા, શૂર, સારાં તેજવાળા, અર્જુને ઉપાસના કરાતા, તેવાં સ્વરૂપવાળા, મધુદૈત્યને મારનાર કૃષ્ણને જોવા લાગ્યા. દેવોએ પૂજેલા, પુરૂષોમાં શ્રેષ્ઠ તે બે યુધિષ્ઠિરને જોઈ યથાયોગ્ય પૂજાથી મળ્યા. પછી બીજા ભાગમાં કુરૂના પુત્રે શસ્ત્ર ધારિયોમાં ઉત્તમ બાર સૂર્ય સરખા કર્ણને જોયા. એ પછી બીજા ભાગમાં મરૂદ્ગણોથી યુક્ત પ્રભુ અને તેજ શરીરથી યુક્ત મૂર્તિમાન્ વાયુને પડખે દિવ્ય શરીરવાળા પરમ લક્ષ્મીથી યુક્ત ઉત્તમ સિદ્ધિને પામેલા ભીમસેનને જોયા. તેમ કુરૂના પુત્રે પોતાના તેજથી યોગ્ય ઠેકાણે શોભતા નકુલ અને સહદેવ એ બેને જોયા. તેમજ કમળ ને નીલકમળની માળાવાળા પોતાના શરીરવડે સ્વર્ગને પામી રહેલાં સૂર્યના સરખાં તેજવાળાં દ્રૌપદીને દીઠાં અને રાજા યુધિષ્ઠિરે તત્કાળ સઘળું પૂછવા ઇચ્છા કરી, તેથી ભગવાન્ દેવોના રાજા ઇંદ્રે એમને સર્વ કહ્યું. હે યુધિષ્ઠિર, આ તમારે અર્થે મનુષ્યનાં શરીરને પામેલાં યોનિ વિના

થયેલાં, લોકમાં સુંદર પુણ્યકારિ ગંધવાળાં દ્રૌપદીરૂપ લક્ષ્મી છે એ, શૂલ જેના હાથમાં છે એવા શંકરે નિર્મેલાં તમારી પ્રીતિ માટે દ્રુપદના કુળમાં જન્મેલાં તમારી સાથે આજીવિકા યુક્ત હતાં. હે રાજન્, આ પાંચ મ્હોટા અંશવાળા અગ્નિની તુલ્ય કાંતિવાળા, નહિ મપાય એવા તેજવાળા તમારા દ્રૌપદીના પુત્રો છે. વળી તમે બુદ્ધિમાન્ ગંધર્વોના રાજા ધૃતરાષ્ટ્રને જુઓ ને તમે એમને પિતાની આગળ જન્મેલા ( મ્હોટા ) ભાઇ જાણો. આ તમારી પ્રથમ જન્મેલા ભાઇ કુંતીના પુત્ર અગ્નિની તુલ્ય કાંતિવાળા સૂતના પુત્ર મ્હોટા ભાઇ રાધાથી થયેલા શ્રેષ્ઠ કર્ણ એ રીતે વિખ્યાત છે તે સૂર્યોસહિત જાય છે માટે એ શ્રેષ્ઠ પુરૂષને જુઓ. હે રાજેંદ્ર, સાધ્ય, દેવો, વિશ્વેદેવો અને મરૂતોના સમૂહોમાં વૃષ્ણિ અને અંધકોના મહારથ એવા સાત્યકિ વગેરે શૂરોને અને મહાબળવાન્ ભોજોને જુઓ. વળી ચંદ્રસહિત પરાજયથી રહિત મહાધનુર્ધારી રાત્રિને કરનાર ચંદ્રની તુલ્ય કાંતિવાળા સુભદ્રાના પુત્ર અભિમન્યુને જુઓ. કુંતીને માદ્રી સાથે મળેલા આ મહાધનુર્ધારી તમારા પિતા પાંડુ સદા વિમાનમાં બેસી મારી સમીપ આવે છે, તમે વસુઓ સાથે શંતનુના પુત્ર નગેના પતિ ભીષ્મને જુઓ અને બૃહસ્પતિને પડખે આ ગુરૂ દ્રોણને દેખો. હે પાંડવ, આ તમારા યોદ્ધાઓ અને બીજા પૃથ્વીપાલો ગંધર્વ સહિત યક્ષ ને પુણ્યજનો સાથે જાય છે. કેટલાક નરોના અધિપતિઓ ગુહ્યકોની પણ ગતિને પામ્યા છે અને દેહને તજી પુણ્યરૂપ વાણી, બુદ્ધિ અને કર્મોથી સ્વર્ગને જીત્યો છે.

गुह्यकानांगतिंचापिकेचित्प्राप्तानराधिपाः ।
त्यक्त्वादेहंजितःस्वर्गःपुण्यवाग्बुद्धिकर्मभिः ॥२३॥

इति श्रीमहाभारतेस्वर्गारोहणपर्वणि द्रौपद्यादिस्वस्वस्थानगमने चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

जनमेजयउवाच–भीष्मद्रोणौमहात्मानौधृतराष्ट्रश्चपार्थिवः ।
विराटद्रुपदौचोभौशङ्खश्चैवोत्तरस्तथा ॥१॥

જનમેજયે પૂછ્યું—મહાત્મા ભીષ્મ ને દ્રોણ, પૃથ્વીનાપતિ ધૃતરાષ્ટ્ર, બે એવા વિરાટ, દ્રુપદ, શંખ, ઉત્તર, ધૃષ્ટકેતુ, જયત્સેન, જે રાજા સત્યજીત, તે દુર્યોધનના પુત્રો, સુબલાનો પુત્ર શકુનિ, પરાક્રમિ કર્ણના પુત્રો, રાજા જયદ્રથ અને

જે બીજા નથી કહેલા તે, ઘટોત્કચ વગેરે જે બીજા દીપ્ત શરીરવાળા શૂર રાજાઓ નથી કહ્યા તેઓ સર્વ સ્વર્ગમાં કેટલો કાળ રહ્યા તે પણ મને કહો. હે દ્વિજોમાં ઉત્તમ, અહો! ત્યાં નિત્ય રહેનારા તેઓનું શું સ્થાન છે અને કર્મોના અંતમાં તે નરશ્રેષ્ઠ કયી ગતિને પામેલા છે? હે દ્વિજોમાં ઉત્તમ, હું આપે કહેવાતું એ સાંભળવા ઇચ્છુંછું; કેમકે તમે અતિ દીપ્ત તપથી સઘળું જુઓછો. સૂતના પુત્રે કહ્યું—આ રીતે કહેલા મહાત્મા વ્યાસે આજ્ઞા કરેલા તે વિપ્રઋષિ તે નરોના પતિને કહેવા લાગ્યા. વૈશંપાયને કહ્યું-હે મનુજોના અધિપ, કર્મોના અંતમાં સર્વેએ પ્રકૃતિને પામી શકાતું નથી; કેમ આ તમને ઠીક પ્રશ્ન કરેલ છે? હે ભરતશ્રેષ્ઠ રાજન્, મહા તેજસ્વી દિવ્ય નેત્રવાળા પ્રતાપી મહાવ્રતવાળા જુના મુનિ અગાધ બુદ્ધિવાળા સર્વ સમજનાર અને સર્વ કર્મોની ગતિયોને જાણનાર જે કહેતા હતા તે આ દેવોનું રહસ્ય સાંભળો. તેણે કહેલું છે કે કર્મોના અંતમાં નરો પોતાનાં શરીર પ્રત્યે પ્રવેશ કરે છે, મહાતેજસ્વી મ્હોટી કાંતિવાળા ભીષ્મ વસુઓનેજ પામ્યા હતા. હે ભરતશ્રેષ્ઠ વસુઓ આઠજ દેખાય છે, તેમાં દ્રોણ અંગીરાના કુળવાળાઓના ઉત્તમ બૃહસ્પતિ પ્રત્યે પ્રાપ્ત થયા. હ્રદિકના પુત્ર કૃતવર્મા મરૂદ્ગણો પ્રત્યે પેઠા. પ્રદ્યુમ્ન આવ્યા પ્રમાણે સનત્કુમાર પ્રત્યે પેઠા. ધૃતરાષ્ટ્ર ધનનાપતિ કુબેરના દુઃખે પમાય એવા લોકોને પામ્યા. તેમ ધૃતરાષ્ટ્રની સાથે યશવાળાં ગાંધારી પણ તેને પામ્યાં. બે સ્ત્રીઓની સહિત પાંડુ મહેંદ્રના સ્થાનમાં, બે એવા વિરાટ દ્રુપદ, પૃથ્વીના પતિ ધૃષ્ટકેતુ, નિશઠ, અક્રૂર, સાંબ, ભાનુ, કંપ, વિદૂરથ, ભૂરિશ્રવા, શલ, પૃથ્વીના પતિ ભૂરિ, કંસ, ઉગ્રસેન, વસુદેવ, શંખ નામના ભાઇની સાથે નરોમાં શ્રેષ્ઠ ઉત્તર તે સઘળા શ્રેષ્ઠ નરો વિશ્વેદેવોના સ્થાનને પામ્યા. જે પ્રતાપિ મહાતેજસ્વી વર્ચા નામે ચંદ્રના પુત્ર હતા તે નરોમાં શ્રેષ્ઠ અર્જુનના પુત્ર થયા હતા. એવો ક્યાંય પણ બીજો પુરૂષ નહતો. તે ક્ષત્રિના ધર્મથી યુદ્ધ કરી ચંદ્રમા પ્રત્યે પેઠા. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, મહારથિ નાશ પામેલા ધર્માત્મા કર્ણ કર્મોના અંતમાં સૂર્યને પામ્યા. શકુનિ દ્વાપરને પામ્યો. ધૃષ્ટદ્યુમ્ન અગ્નિને પામ્યો. રાક્ષસો તથા સઘળા ધૃષ્ટદ્યુમ્નના પુત્રો, બળથી ઉત્તમ સમૃદ્ધિવાળા, શસ્ત્રથી પવિત્ર થયેલા મહાત્મા હતા તેઓ સ્વર્ગને પામ્યા. વિદુર ને રાજા યુધિષ્ઠિર ધર્મનેજ પામ્યા. જે પિતામહ બ્રહ્માની આજ્ઞાથી યોગવડે પૃથ્વીને ધારણ કરતા હતા તે ભગવાન્ દેવ અનંત (શેષ) રસાતલમાં ગયા. જે પ્રસિદ્ધ નારાયણ નામે સનાતન દેવોના દેવ છે તેના અંશરૂપ વસુદેવના પુત્ર કૃષ્ણ કર્મના અંતમાં પોતાનાં સ્વ-

રૂપને પામ્યા. વસુદેવના પુત્ર કૃષ્ણની સ્ત્રીઓ સોળ હજાર હતી તેઓ કાળે કરી સરસ્વતીમાં બૂડી. હે જનમેજય, ત્યાં શરીરોને તજી ફરીને સ્વર્ગને પામી તેઓ અપ્સરાઓ થઈ વસુદેવના પુત્ર કૃષ્ણને પામી. તે મ્હોટાં યુદ્ધમાં જે શૂરા મહારથ ઘટોત્કચ વગેરે હતા તેઓ દેવો તથા યક્ષોને પામ્યા. હે રાજન્, જે દુર્યોધનરૂપ સહાયવાળા રાક્ષસો કહ્યા છે તેઓ ક્રમથી ઉત્તમ સર્વ લોકોને પામ્યા. બીજા પુરૂષ શ્રેષ્ઠો બુદ્ધિમાન્ મહેદ્રના, કુબેરના અને વરૂણના લોકોને પામ્યા. હે મ્હોટી કાંતીવાળા ભારત, આ સઘળું કુરૂઓનું તથા પાંડવોનું સર્વ ચરિત્ર વિસ્તારથી કહ્યું. સૂતના પુત્રે કહ્યું—આ સાંભળીને હે દ્વિજો શ્રેષ્ઠો, તે રાજા જનમેજય યજ્ઞનાં બીજાં કર્મોમાં અતિ વિસ્મિત થયા. તે પછી તેના યાજકોએ તે કર્મ સમાપ્ત કરયુ અને આસ્તિક સર્પોને છોડી પ્રસન્ન થયા. ત્યાર પછી સઘળા તે દ્વિજોને દાનોથી સંતુષ્ટ કરયા અને રાજાએ પૂજેલા તેઓ આવ્યા પ્રમાણે ગયા. તે વિપ્રોને વિસર્જન કરી રાજા તે જનમેજય પણ પાછા તક્ષક શિલાથી હસ્તિનાપુરમાં આવ્યા. આ સઘળું વ્યાસની આજ્ઞાથી રાજાના સર્પ યજ્ઞમાં વૈશંપાયને કહેલું તમને કહ્યું. હે વિપ્ર, આ ઈતિહાસ નામનો ગ્રંથ પુણ્યકારિ છે. આ ઉત્તમ પવિત્ર આખ્યાન સત્યવાદિ સર્વજ્ઞ વિધિને જાણનાર ધર્મના જ્ઞાનવાળા સજ્જન ઈંદ્રિયોને ઉલ્લંઘન કરનાર પવિત્ર તપવડે ભાવ યુક્ત મનવાળા ઇશ્વરતામાં વર્તતા સાંખ્ય યોગવાળા અનેક શાસ્ત્રોને જાણનાર જગતમાં મહાત્મા પાંડવોની અને બીજા બહુ દ્રવ્યને તેજવાળા ક્ષત્રિયોની કીર્ત્તિને વિસ્તારતા કૃષ્ણમુનિ વ્યાસે દિવ્યદૃષ્ટિથી જોઈ નિર્માણ કરેલ છે. સદા પર્વ પર્વમાં જે વિદ્વાન્ આ સંભળાવે તે તજેલાં પાપવાળો સ્વર્ગને જીતનાર થઈ બ્રહ્મના ભાવને અર્થે કલ્પાય છે. જે સાવધાન થયેલો જન આ સઘળા કૃષ્ણે (વ્યાસે) કહેલા વેદને સાંભળે છે તેનાં કરોડો બ્રહ્મહત્યા વગેરે પાપો નાશ પામે છે. જે સમીપમાં શ્રાદ્ધ વિષે બ્રાહ્મણોને ચોથો ભાગ સંભળાવે છે તેના પિતૃને ક્ષયથી રહિત અન્ન ને પાન પહોંચે છે. સંધ્યાના પાછળ વખતમાં થોડું પણ મહાભારત કહેવાથી દિવસમાં ઈંદ્રિયો અથવા મનથી જે પાપ કરે છે તેથી મુક્ત થાય છે. સંધ્યાના પૂર્વકાળમાં મહાભારત કહેવાથી સ્ત્રીઓના સમૂહોથી યુક્ત બ્રાહ્મણ રાત્રિમાં જે પાપ કરે છે તેથી છૂટે છે. આ પુસ્તક મ્હોટાઈથી અને ભારવાળાપણાથી મહાભારત કહેવાય છે માટે જે આના નામના નિશ્ચયને જાણે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. એક ઠેકાણે રહેલાં અઢાડ પુરાણો, સઘળાં ધર્મશાસ્ત્રો અને અંગો સહિત વેદો તથા એક ઠેકાણે રહેલ મહાભારત એ બે

તુલ્ય છે. અઢાર પુરાણોના કર્તા વેદના સમુદ્રરૂપ તે મહાત્મા ઋષિનો આ સિંહનાદ સાંભળો. પ્રભુ ભગવાન્ મુનિ કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે) આ સઘળું મહાભારત ત્રણ વર્ષે પૂર્ણ કરેલું છે. જયના નામવાળું આ મ્હોટું ભારત ભક્તિવડે નિત્ય સાંભળવાથી સદા લક્ષ્મી, કીર્ત્તિ અને વિદ્યા ભેગાં રહેલ થાય છે. હે ભરતશ્રેષ્ઠ, આ ભારતમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષની બાબતમાં જે છે તે બીજે નથી અને આમાં જે છે તે કયાંય પણ નથી. મોક્ષને ઇચ્છનાર બ્રાહ્મણે, રાજાએ અને ગર્ભિણી સ્ત્રીએ જય નામે આ ઇતિહાસ સાંભળવો, તેથી સ્વર્ગની ઇચ્છાવાળો સ્વર્ગને તથા જયની ઇચ્છાવાળો જયને પામે છે. ગર્ભિણી સ્ત્રી પુત્રને અથવા બહુ ભાગ્યવાળી કન્યાને પામે છે. નિત્ય સિદ્ધ મોક્ષરૂપ સમર્થ કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે) ધર્મની કામનાથી આ ભારતની રચના કરેલી છે. તેમણે સાઠ લાખ બીજી સંહિતા કરી છે તેમાં ત્રીશ લાખ દેવના લોકમાં રહેલી છે. પિતૃના લોકમાં પંદર લાખ રહેલી જાણવી, ચૌદ લાખ યક્ષના લોકમાં છે અને એક લાખ મનુષ્યના લોકમાં રહેલી કહેલી છે. નારદ દેવોને, અસિત પિતૃને, દેવલ રાક્ષસને ને યક્ષોને અને શુક તથા વૈ-શંપાયન આ પુણ્યકારિ મ્હોટા અર્થવાળા વેદની તુલ્ય ઇતિહાસને સંભળાવે છે; તેમ જે બ્રાહ્મણને આગળ કરી વ્યાસે કહેલી આ સાંભળે છે તે નર હે શૌનક, અહિં સર્વ કામનાઓને તથા કીર્ત્તિને પામી ઉત્તમ સિદ્ધિ પામે છે એમાં મને સંશય નથી. જે વ્યાસ આ સંહિતા શુક નામના પુ-ત્રને ભણાવતા હતા તે ભારતના રચનારની ઉત્તમ ભક્તિ ને શ્રદ્ધાથી જે આ સંભળાવે છે તે ચોથો ભાગ પુણ્યકારિ ભારતના કહેવાથી ઉત્તમ સિદ્ધિ પામે છે. સંસારમાં હજારો માતાપિતાઓ, હજારો પુત્ર ને સ્ત્રીઓ અ-નુભવેલાં જાય છે અને બીજાઓ જશે પણ હજારો હર્ષનાં સ્થાનકો અને હજારો ભયનાં ઠેકાણાંઓ દિવસે દિવસે મૂઢને પ્રાપ્ત થાય છે પણ પંડિતને નથી પ્રાપ્ત થતાં. આ હું ઉંચા હાથ કરી રૂદન કરૂં છું પણ કોઈ મારૂં અથવા મારાથી સાંભળતો નથી. જ્યારે ધર્મથી અર્થ અને કામ થાય છે ત્યારે શા સારૂ તે નહિ સેવવો? કયારેય પણ નહિ કામનાથી, નહિ ભયથી, નહિ લોભથી અને નહિ જીવિતનાં કારણથી પણ ધર્મને તજવો; કેમકે ધર્મ નિત્ય રહેનાર છે, સુખ ને દુઃખ નિત્ય રહેનાર નથી. જીવ નિત્ય છે અને એનું કારણ નિત્ય રહેનાર નથી. જે પ્રાતઃકાળમાં ઉઠી આ ભારતની વાણી કહે છે તે ભારતનાં ફળને પામી પરબ્રહ્મને પામે છે. જે રીતે ભગવાન સમુદ્ર અને જે રીતે હિમાલય

પર્વત એ બે રત્નોના ભંડારરૂપ પ્રસિદ્ધ છે તે રીતે ભારત કહેવાય છે. વિ-દ્વાન્ આ કૃષ્ણના વેદને સંભળાવી અર્થ (ધન)ને પામે છે. જે અતિસાવધાન થયેલ આ ભારત આખ્યાન ભણે છે તે ઉત્તમ સિદ્ધિ પામે છે આમાં મને સંશય નથી. જે દ્વૈપાયન વ્યાસના હોઠરૂપ પડીયાથી નિકળેલા, પ્રમાણમાં નહિ આવે એવાં પુણ્યકારિ પવિત્ર પાપને હરનાર કલ્યાણરૂપ વંચાતાં ભારતને જાણે છે તેને પુષ્કરના જળથી સ્નાન કરવાવડે શું છે?! (કંઇ નથી). જે અતિ બહુ શ્રુત, વેદને જાણનાર વિપ્રને સુવર્ણનાં શિંગડાંવાળી સો ગાય આપે છે તથા જે સદા પુણ્યને કરનાર ભારતની કથા સાંભળે છે તેનું અને તેનું સરખુંજ ફળ થાય છે.

योगोशतंकनकशृंङ्गमयंददातिविप्रायवेदविदुषेसुबहुश्रुताय ।
पुण्यांचभारतकथांसततंशृणोतितुल्यंफलंभवतितस्यचतस्यचैव ॥६८॥

इति श्रीमहाभारते शतसाहस्र्यांसंहितायांवैयासक्यांस्वर्गारोहणपर्वणि पंचमोऽध्यायः ॥ ५ ॥

## ॥ इति महाभारत समाप्तम् ॥

---

जनमेजयउवाच—भगवन्केनविधिनाश्रोतव्यंभारतंबुधैः ।
फलंकिंकेचदेवाश्चपूज्यावैपारणेष्विह ॥१॥

જનમેજયે પૂછ્યું—હે ભગવન્, પંડિતોએ કયા વિધિવડે ભારત સાંભળવું? અહિં પારણાંઓમાં શું ફળ છે તથા કયા દેવોને પૂજવા? હે ભગવન્, જ્યારે પર્વ પર્વ પૂરૂ થાય ત્યારે શું દેવું અને એમાં વાંચનારો કેવો ઇચ્છિવો તે મને કહો. વૈશંપાયને કહ્યું—હે રાજેંદ્ર, રાજન્, તમે સાંભળેલાં ભારતથી જે વિધિ ને જે ફળ પૂછો છો તે આ વિધિ ને ફળ સાંભળો. હે પૃથ્વીપાલ, જે દેવતાઓ ક્રીડાને અર્થે પૃથ્વીને પામેલા હતા તેઓ આ કાર્ય કર્યા પછી સ્વર્ગને પામ્યા. હવે હું જે તમને કહું છું તે સાવધાન થઇ પૃથ્વીતલમાં થયેલા ઋષિયો અને દેવોની ઉત્પત્તિ સાંભળો. આમાં રૂદ્રો, સાધ્યો, નિત્ય રહેનારા વિશ્વે દેવો, અદિતીના પુત્રો (સૂર્યો), દેવ એવા અશ્વિનીકુમારો, લોકપાળો, મહર્ષિયો, ગંધર્વો સહિત ગુહ્યકો, નાગ, વિદ્યાધરો, સિદ્ધો, ધર્મ, સ્વયંભૂ (બ્રહ્મા) અને ઉત્તમ કાત્યાયન મુનિ કહેલા છે. હે ભરત શ્રેષ્ઠ,

પર્વતો, સાગરો, નદીઓ, અપ્સરાઓના સમૂહો, ગ્રહો, સંવત્સરો, અયનો, ઋતુઓ, સુરો ને અસુરો સહિત સઘળું સ્થાવર ને જંગમ જગત આ ભારતમાં એક ઠેકાણે રહેલું દેખાય છે. તેઓની પ્રતિષ્ઠાને સાંભળવાથી અને નામ કર્મોનું કીર્ત્તન કરવાથી મનુષ્ય ઘોર પાપ કરેલું હોય તો પણ ઝટ મુક્ત થાય છે. હે ભારત, ક્રમ પ્રમાણે યથાયોગ્ય આ ઇતિહાસ સાંભળી નિયમિત મનવાળા પવિત્ર થયેલા માણસે ભારતના પારને પામી તેઓનાં શ્રાદ્ધ દેવાં. હે ભરત શ્રેષ્ઠ, ભારત સાંભળીને શક્તિ પ્રમાણે ભક્તિવડે બ્રાહ્મણોને મ્હોટાં દાનો ને જૂદાં જૂદાં રત્નો દેવાં. કાંસાનાં દોવાનાં વાસણવાળી ગાયો, અતિ શણગારેલી સર્વ કામનાવાળા ગુણોથી યુક્ત કન્યાઓ, જૂદા જૂદા પ્રકારનાં યાનો (હસ્તિ વગેરે વાહનો), વિચિત્ર મકાનો, ભૂમિ, વસ્ત્રો, સુવર્ણ અને વાહનો આપવાં. ઘોડા, મત્ત હાથિઓ, શયન, પાલખીઓ, શણગારેલા રથો જે જે ઘરમાં કશું પણ મ્હોટું ઉત્તમ ધન હોય તે તે બ્રાહ્મણોને દેવું. ક્રમથી તેના પારને પામનારાએ શક્તિથી ઉત્તમ શ્રદ્ધા સહિત બને તેમ આત્મા, સ્ત્રી અને પુત્રો અર્પણ કરવા. આના સાંભળવા ઇચ્છનાર સારા મનવાળો, પ્રસન્ન, વિકલ્પ રહિત, સત્ય ને સરલતામાં પ્રીતિવાળો, ઇંદ્રિયોને વશ રાખનાર, પવિત્ર, પવિત્રતાવાળો, શ્રદ્ધાવાન્ અને ક્રોધને જીતનાર જે રીતે સિદ્ધિ પામે છે તે સાંભળો. આનો વાંચનાર પવિત્ર સારા સ્વભાવથી યુક્ત આચારવાળો, ધોળાં વસ્ત્રવાળો, ઇંદ્રિયોને જીતનાર, સંસ્કારવાળો, સર્વ શાસ્ત્રને જાણનાર, શ્રદ્ધાવાન્, અસૂયા (ગુણમાં દોષારોપ)થી રહિત, રૂપવાન્, સારા ભાગ્યવાળો, દાંત, સત્યવાદી, જીતેંદ્રિય અને દાન માનથી ગ્રહણ કરેલ કરવા યોગ્ય છે. તેમ સ્વસ્થ, સારી રીતે બેઠેલા અને અતિ સાવધ વાંચનારે વિલંબ રહિત, શ્રમ રહિત, ઉતાવળ રહિત, ધીરે, સ્પષ્ટ, જૂદા જૂદા અક્ષર ને પદ સમજાય એમ સ્વર તથા ભાવથી સહિત ત્રેસઠ વર્ણ (અક્ષર)થી યુક્ત અને આઠ ( તાળુ વગેરે) સ્થાનના ઉચ્ચાર સહિત વાંચવું. નરોમાં ઉત્તમ નારાયણને, નર ઋષિને અને દેવી સરસ્વતીને નમસ્કાર કરી પછીથી જયરૂપ ગ્રંથ કહેવો. હે ભારત રાજન્, આવા વાંચનારથી ભારતને સાંભળી જે શ્રોતા પવિત્ર ને નિયમમાં રહેલ છે તે સાંભળતો મનુષ્ય ફળ પામે છે. પ્રથમ્ પારણાને પામી બ્રાહ્મણોને કામનાઓથી તૃપ્ત કરનાર નર આગ્નિષ્ટોમ નામના યજ્ઞનાં ફળને પામે છે. વળી હર્ષ પામેલો સાવધાન થયેલો તે અપ્સરાઓના સમૂહથી સંકોચ પામેલા મ્હોટા વિમાનને પામે છે અને દેવોની સાથે સ્વર્ગમાં જાય છે. તે બીજું પારણું પામવાથી અતિ રાત્રના ફળને પામે છે અને સર્વ રત્નોવાળાં

દિવ્ય વિમાનમાં બેસે છે. દિવ્ય પુષ્પો ને વસ્ત્રને ધારણ કરનાર દિવ્ય ગંધથી શોભેલો અને દિવ્ય બાજુ (બાહુ) બંધને ધારણ કરનાર નિરંતર દેવોના લોકમાં પૂજાય છે. ત્રિજા પારણાને પામી દ્વાદશાહનાં ફળને પામે છે અને નહિ મરણ પામનાર દેવના સરખો થઈ લાખો વર્ષ સ્વર્ગમાં વસે છે ચોથે પારણે વાજપેયનું ફળ થાય છે, પાંચમામાં બમણું ફળ થાય છે અને ઉદય પામેલ સૂર્યના સરખા પ્રકાશિત અગ્નિના જેવા વિમાનમાં દેવોની સાથે બેસી સ્વર્ગમાં જાય છે. સ્વર્ગમાં ઇંદ્રને ઘેર લાખો વર્ષ સુખ પામે છે. છઠ્ઠે પારણે બમણું ફળ છે. તેમ સાતમે ત્રગણું ફળ છે અને બીજા સૂર્ય હોય તેમ તે કૈલાસના શિખર સરખા આકારવાળા વૈદૂર્ય મણીની વેદિકા (પરથાર)વાળા, બહુ પ્રકારે રચનાવાળુ, મણિ ને પરવાળાંઓથી શોભિત, ઇચ્છા પ્રમાણે જનાર અપ્સરાઓના સમૂહ સહિત વિમાનમાં બેસી સર્વ લોકોમાં ફરે છે. આઠમે પારણે રાજસૂયના ફળને પામે છે તથા ચંદ્રના કિરણો સરખા તથા મન સરખા વેગવાળા ઘોડાઓથી યુક્ત ચંદ્રના ઉદયના જેવા રમણીય વિમાનમાં બેસે છે સુંદર સ્ત્રીઓના ચંદ્રથી અતિ સુંદર મુખોએ સેવાતો ઉત્તમ સ્ત્રીઓના સમીપમાં સુખે સૂતેલો મેખળાઓના શબ્દથી અને ઝાંઝરોના અવાજોથી જગાડાય છે. હે ભારત, નવમે પારણે યજ્ઞોમાં ઉત્તમ અશ્વમેધના ફળને પામે છે. સુવર્ણના સ્તંભના સમૂહ ને વૈદૂર્યમણિથી કરેલી વેદિકાઓવાળા, સુવર્ણમય દિવ્ય ગોખોથી ચોતરફ વિટેલ સ્વર્ગમાં ફરનારા, ગંધર્વો અને અપ્સરાઓના સમૂહોએ સેવેલા વિમાનમાં બેસી ઉત્તમ લક્ષ્મીથી શોભિત દિવ્ય પુષ્પ ને વસ્ત્રને ધારણ કરનાર, દિવ્ય ચંદનથી યુક્ત જે રીતે બીજો દેવ હોય તેમ સ્વર્ગમાં દેવોની સાથે હર્ષ પામે છે. દશમા પારણાને પામી દ્વિજોને વંદન કરી ઘુઘરીઓના સમૂહના શબ્દવાળા પતાકા ને ધ્વજોથી શોભિત રત્નમય વેદિકાઓથી ઘાટાં વૈદૂર્યમણિનાં તોરણવાળાં સુવર્ણના સમૂહ અથવા સોનાનાં જાળિયાંઓથી વ્યાપ્ત પરવાળાંઓની છાજલીઓ જેના અગ્ર ભાગમાં છે એવા ગીતમાં કુશળ એવા ગંધર્વો અને અપ્સરાઓથી શોભિત તથા સારાં કૃત્યના નિવાસરૂપ વિમાનને સુખથીજ પામે છે. અગ્નિના સરખા વર્ણવાળા સુવર્ણવડે શોભતા મુકુટથી યુક્ત દિવ્ય ચંદનથી લિંપેલ અંગવાળો, દિવ્યમાળાથી શોભિત, દિવ્ય ભોગોથી યુક્ત, દેવોની પ્રસન્નતાથી ઉત્તમ લક્ષ્મીવડે યુક્ત તે દિવ્ય લોકોમાં ફરે છે ને પામ્યા પછી આ પ્રમાણે ઘણા વર્ષો સૂધી સ્વર્ગ લોકમાં મનાય છે. તે પછી ગંધર્વો સહિત એકવિશ હજાર વર્ષ રમણીય ઇંદ્રના નગરમાં ઇંદ્રની સાથે આનંદ પામે છે. દિવ્ય વાહનો ને વિમાનો-

માં તથા જૂદા જૂદા પ્રકારના લોકોમાં દિવ્ય સ્ત્રીઓના સમૂહે વિંટેલ જે રીતે મરણથી રહિત દેવ હોય તે રીતે વસે છે. ત્યાર પછી હે રાજન્, સૂર્યના લોકમાં, ચંદ્રના લોકમાં અને શિવના લોકમાં જાય છે. ત્યાંથી વિષ્ણુના સમાન લોકપણાને પામે છે. હે મહારાજ, આ પ્રમાણે આ છે એમાં વિચાર કરવો નહિ; અને મારા ગુરૂએ આવું કહ્યું છે કે જરૂર શ્રદ્ધાવાન્ થવું. વળી વાંચનાર મનથી જે જે ઈચ્છે તેને તે તે દેવું. હાથિ, ઘોડા, રથ, યાન, વાહન, વિશેષે કરી કડાં, કુંડલ, બીજું બ્રહ્મસૂત્ર, વિચિત્ર વસ્ત્ર અને વિશેષે કરી ગંધ, (ચંદન) આ સર્વ આપવું. જે તેને દેવની પેઠે પૂજે છે તે વિષ્ણુના લોકને પામે છે. હે રાજન્, હવે પછી ભારત વંચાતું હોય ત્યારે પર્વ પર્વમાં બ્રાહ્મણોને જે દેવાનાં છે તે કહું છું. હે નરોના અધિપ ભરતશ્રેષ્ઠ, ક્ષત્રિયોની જાતિ, દેશ, સત્ય, મહત્તા, ધર્મ અને વૃત્તિને જાણી પ્રથમ દ્વિજો પાસે સ્વસ્તિવાચન કરાવી કાર્ય પ્રવૃત્ત થયા પછી જ્યારે પર્વ પૂરૂં થાય ત્યારે પોતાની શક્તિથી દ્વિજોને પૂજવા. હે રાજન્, આદિમાં તો વસ્ત્રને ચંદન વગેરેથી યુક્ત વાંચનારને વિધિ પ્રમાણે મધુર ઉત્તમ દુધપાકનું ભોજન કરાવવું. તે પછી હે રાજન્, આસ્તીક, મધ ને ઘૃત સહિત ઘણાં મૂળ ફળ-યુક્ત દુધપાક જમાડવો અને પુડલા, વડાં તથા લાડુઓ સહિત ગોળ, ચોખા દેવા. હે રાજેંદ્ર, સભા પર્વમાં દ્વિજોને હવિષ્ય ભોજન કરાવવું. વન પર્વમાં ઉત્તમ દ્વિજોને મૂળ તથા ફળોથી તૃપ્ત કરવા. અરણી પર્વને પામી વિપ્રોને જળના ઘડા અપાવવા. મુખ્ય તર્પણો વનનાં મૂળ ફળો અને સર્વ કામનાને પૂર્ણ કરનાર ગુણો વાળું અન્ન અપાવવું. હે ભરતશ્રેષ્ઠ, વિરાટ પર્વમાં વિવિધ વસ્ત્રો અપાવવાં. હે ભરતશ્રેષ્ઠ, ઉદ્યોગ પર્વમાં ચંદન પુષ્પોથી શણગારેલા વિપ્રોને સર્વ ઈચ્છિત ગુણોવાળું ભોજન જમાડવું. હે રાજાઓના ઇંદ્ર, ભીષ્મ પર્વમાં ઉત્તમ યાન (વાહન) આપી પછીથી સર્વ ગુણોવાળું અતિ શુદ્ધ, અન્ન દેવું. હે રાજાઓના ઇંદ્ર, દ્રોણ પર્વમાં બ્રાહ્મણોને પરમ પૂજેલ ભોજન, બાણો, ધનુષ અને ઉત્તમ ખડ્ગ આપવાં. તેમ કર્ણ પર્વમાં પણ નિયમમાં રાખેલ મનવાળાએ વિપ્રોને સંસ્કાર પામેલું સર્વ કામનાને પૂરનાર ભોજન સારી રીતે દેવું. હે રાજાઓના ઇંદ્ર, શલ્ય પર્વમાં ગોળ ને ભાત સહિત મોદક, વડાં તથા તર્પણો સહિત સઘળું અન્ન અપાવવું. તેમ ગદા પર્વમાં પણ મગથી મિશ્ર અન્ન દેવરાવવું. સ્ત્રી પર્વમાં રત્નોથી ઉત્તમ દ્વિજોને તૃપ્ત કરવા. ઐષીક પર્વમાં પ્રથમ ઘૃત સહિત ચોખા અપાવવા. પછી અતિ શુદ્ધ, સર્વ ગુણોવાળું અન્ન દેવું. શાંતિ પર્વમાં પણ દ્વિજોને હવિષ્યાન્ન જમાડવું. હરિવંશની સમાપ્તિ થાય ત્યારે હજાર

દ્વિજોને જમાડવા. વળી બ્રાહ્મણને મોહોરથી યુક્ત, એક ગાય નિવેદન કરવી. હે પૃથ્વીના અધિપ, દરિદ્ર હોય તેણે પણ તેના અર્ધપણાથી દેવી. પર્વ પર્વની સમાપ્તિમાં વિચક્ષણ માણસે સુવર્ણ સહિત પુસ્તક, વાંચનારને નિવેદન કરવું. પ્રસિદ્ધ એવા હરિવંશ પર્વમાં, પાયસાન્ન (દુધપાક) જમાડવું. હે ભરત શ્રેષ્ઠ, રાજન્, પારણે પારણે યથાયોગ્ય, સઘળી સંહિતાઓને સમાપ્ત કરી શુભ ભાગમાં રાખી પ્રયત્નવાળા, શાસ્ત્રમાં કુશલ, હિરાગળ વસ્ત્રથી યુક્ત, ધોળાં વસ્ત્રોને ધારણ કરનાર, માળાથી યુક્ત, પવિત્ર અને શણગારેલ થઇ ન્યાય પ્રમાણે ચંદન, પુષ્પોથી જૂદાં જૂદાં, સંહિતાનાં પુસ્તકોને પ્રયત્ન અને સાવધાનપણાથી પૂજવાં. પછી હે રાજન્, ભક્ષણ કરવાના પદાર્થો, પુષ્પો, પીવાના પદાર્થો અને જૂદી જૂદી શુભ કામનાઓ સહિત, હિરણ્ય, સુવર્ણ, ને દક્ષિણા દેવરાવવી. સર્વ ઠેકાણે પ્રયત્નવાળાં મનથી ત્રણ પળ, સુવર્ણ દેવું અથવા ધનની શક્તા રહિત, તેની અર્ધ કે ચોથો ભાગ શેષ સોનું દેવું. જે જે પોતાને પ્રિય હોય તે તે દ્વિજને દેવું. સર્વ પ્રકારે પોતાના ગુરૂ વાંચનારને પ્રસન્ન કરવો. સર્વ દેવોનું અને નર નારાયણનું કીર્ત્તન કરવું ને પછી ઉત્તમ દ્વિજોને, ચંદન વગેરેથી અને માળાઓથી શણગારી જૂદા જૂદા પ્રકારની કામનાઓથી ને નોખાં નોખાં દાનોથી તૃપ્ત કરવા; આથી મનુષ્ય અતિરાત્ર, યજ્ઞનાં ફળને પામે છે. તેમ પર્વમાં યજ્ઞનાં ફળને પામે છે. હે ભરતશ્રેષ્ઠ, વાંચનાર સ્પષ્ટ અક્ષર, પદ ને સ્વરવાળો હોવો જોઇયે. હે ભરતશ્રેષ્ઠ, તે વિદ્દજ્જને ભવિષ્ય, ભારત સંભળાવવું અને જ્યારે ઉત્તમ દ્વિજો જમે ત્યારે યથાયોગ્ય શણગારેલા વાંચનારને ભોજન કરાવી દાન અપાવવું. હે ભરતશ્રેષ્ઠ, વાંચનાર પ્રસન્ન થાય ત્યારે શુભ અને ઉત્તમ પ્રીતિ થાય છે અને બ્રાહ્મણોના પ્રસન્ન થવાથી સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. હે ભરતશ્રેષ્ઠ, તે પછી દ્વિજોનું વરણ ન્યાય પ્રમાણે જૂદા જૂદા પ્રકારની સારી સર્વ કામનાઓથી કરવું. હે મનુષ્યોમાં ઉત્તમ, તમે મને જે પૂછો છો તે આ પ્રમાણે મેં તમને વિધિ કહ્યો. તેમાં શ્રદ્ધાવાન્ થવું. હે નરપતિયોમાં શ્રેષ્ઠ રાજન્, ઉત્તમ શ્રેયને ઇચ્છતા જને ભારતને સાંભળવામાં તથા પારણામાં સદા યત્નવાન્ થવું. નિત્ય ભારત સાંભળવું ને ભારતનું વખાણ કરવું. જેના ઘરમાં ભારત હોય છે તેના હાથમાં રહેલ જય થાય છે. ભારત પરમપુણ્યકારિ છે. ભારતમાં જૂદા જૂદા પ્રકારની કથાઓ છે. દેવોએ ભારત સેવાય છે અને ભારત ઉત્તમ પદરૂપ છે. હે ભરતશ્રેષ્ઠ, ભારત સર્વ શાસ્ત્રોમાં ઉત્તમ છે, ભારતથી મોક્ષ પમાય છે. આ જે તત્વ છે તે હું તમને કહુંછું. મહાભારત

આખ્યાનને, પૃથ્વીને, ગાયને, સરસ્વતીને, બ્રાહ્મણોને અને કૃષ્ણને કીર્તનરૂપે કહેનાર દુઃખ પામતો નથી. હે ભરતશ્રેષ્ઠ, પુણ્યકારી વેદમાં, રામાયણમાં અને ભારતમાં આદિ અંતને મધ્યમાં સર્વ ઠેકાણે દુઃખને હરનાર વિષ્ણુ ગવાય છે. જેમાં દિવ્ય વિષ્ણુની કથાઓ તથા સનાતન શ્રુતિયો છે તે ભારત અહિં ઉત્તમ પદને ઇચ્છતા મનુષ્યે સાંભળવું. સમૃદ્ધિને ઇચ્છિનારે આ પરમપવિત્ર આ ધર્મનું દ્દષ્ટાંત અને સર્વ ગુણોવાળું આ સાંભળવું તેથી જેમ સૂર્યના ઉદયથી અંધારૂં નાશ પામે છે તેમ મનથી મેળવેલું શરીરનું અને વાણીનું જે અજ્ઞાન હોય તે સર્વ નાશ પામે છે અઢાર પુરાણોના સાંભળવાથી જે ફળ થાય છે તે ફળને વૈષ્ણવ પામે છે એમાં સંશય નથી. આથી સ્ત્રી ને પુરૂષો વિષ્ણુનાં પદને પામે છે માટે પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીઓએ વિષ્ણુનું યશ સાંભળવું. જે રીતે કહેલું છે તે રીતે ફળને ઇચ્છતા જને શક્તિ પ્રમાણે આમાં વાંચનારને પાંચ મ્હોર સુવર્ણરૂપ દાન દેવું. હે ભરતશ્રેષ્ઠ, બે હાથનું આભૂષણ દેવું, કાનનું ઘરેણું અને વિશેષે કરી ધન દેવું. હે નરોના અધિપ, ભૂમિના દાનના જેવું બીજું થયું નથી તથા નહિ થાય માટે વાંચનારને ભૂમિનું દાન દેવું. જે નર નિરંતર આ સાંભળે છે કે સંભળાવે છે તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુનાં પદને પામે છે. વળી હે ભરતશ્રેષ્ઠ, સઘળા અગીયાર જન્મના પિતૃનો, પુત્ર સહિત પોતાનો તથા સ્ત્રીનો ઉદ્ધાર કરે છે. હે નરોમાં શ્રેષ્ઠ નરોના અધિપાલ (રાજન્), આમાં દશમો ભાગ હોમ પણ કરવો, આ રીતે મેં તમારી આગળ આ સઘળું કહ્યું છે.

दशांशश्चैवहोमोपिकर्तव्योऽत्रनराधिप ॥
इदंमयातवाग्रेचप्रोक्तंसर्वंनरर्षभ ॥ १०९ ॥

इति श्रीमहाभारते शतसाहस्र्यांसंहितायांवैयासक्यांहरिवंशोक्तभारतश्रवणविधावध्यायः ॥

इदं श्रीमहाभारतान्तर्गतस्वर्गारोहणपर्वभाषान्तरंश्रीमदमदाबादवासिना स्वदेशवत्सलमासिकपत्राध्यक्षेणरैक्वविप्रसम्भवेनमहानन्दतनुजेन मणिशङ्करेणराज्यमानराज्यश्रीमतांनानाभाईतनुजानांभाइशंकरशर्मणांसहाय्यान्जामनगरवासिनानागरषट्कान्तर्गत प्रश्नोराख्यविप्रजन्मनोरेवाशङ्कराङ्गजस्यशीघ्रकवेः स्तम्भपुर (जामखंभालिया) संस्कृतपाठशालाध्यापकस्य शास्त्रिणःके-

शवलालस्याग्रेप्रत्यक्षरशः विक्रमसम्वदष्टचत्वारिंशोत्तरैकोनविंशतिशततमे ऽब्दे पौषशुक्लैकादश्यांभास्करवासरे सम्पूर्णकारयित्वाप्रसिद्धिंनीतंतत्रदृग्दोषा-त्सत्वरत्वादितरकार्यवश्यात्प्रमादात् मनुष्यजातेःसदोषत्वादज्ञानाद्वायत्कि-ञ्चित्स्खलितमशुद्धंवाभवेत्तच्छोध्यंकृपयासौशील्यवद्भिर्विद्वद्भिरितिविज्ञाप्य ते ॥ ॐतत्सत् ॥ शिवम् ॥



